# कान्ता.

( નાટક. )

રચનાર

દ્વિવેદિ મણિલાલ નભુભાઈ, બી. એ.

દ્વીતિયાવૃત્તિ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

માધવલાલ નભુભાઈ દ્વિવેદિ.

સંવત્ ૧૯૬૩. સન ૧૯૦૭.

યુનાઈટેડ પ્રીન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

( મૂલ્ય ૦-૮-૦ )

# प्रस्तावना.

જો આવડે તો, કેવલ જનસ્વભાવજ સ્વાધ્યાયનો નાનો સુનો વિષય નથી. એ અભ્યાસને આરંભે વિકટતા છે; મધ્યે આનંદ છે; પરિણામે મોક્ષ છે. જેમ સર્વ વસ્તુ કુમાર્ગે ને સન્માર્ગે ઉભયથા વાપરી શકાય છે, તેમ આનું પણ સમજવું. પ્રથમથી સંસ્કાર પામી વસ્તુસ્વભાવનું યાથાર્થ્ય ગ્રહણ કરવાને તત્પર થયેલા તટસ્થ મનમાંજ ખરો ભાવ ઉત્પન્ન થાય છે; તેજ આવા અભ્યાસમાંથી શિક્ષા અને સદાચાર પકડી લેછે. અન્યથા અર્ધદગ્ધ મનનાં માણસો વસ્તુનો સ્વભાવ પોતાની ચિત્તવૃત્તિદ્વારા જોઇ, તેમાંથી પોતાને અસન્માર્ગે વર્તવાના વિચારને પુષ્ટિ મળે એવો ભાસ પણ કલ્પી લેછે; તેથી પણ અધમ જનો પ્રતિવસ્તુની માત્ર કાળીજ બાજુ તપાસી તેમાંથી દુરાચરણ અને લુચ્ચાઇ શીખે છે. આટલા સારૂ ઉચિત છે કે સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરી શુદ્ધરૂપે જે જનસ્વભાવનાં ચિત્ર અનુભવની કલમથી નીકળે તેજ સુશિક્ષણ આપનાર છે એમ જાણી, તેનોજ અભ્યાસ કરવો. નાટકો આવાં જનસ્વભાવનાં ચિત્ર છે; નીતિની પ્રનાલિકા છે. નાટકો ભાષાની વિચિત્રતા બતાવીને, કે અસંભવિત રમુજની વાતો ઉપજાવીને, જુઠી ગંમત ઉપજાવવાનાં સાધન નથી, તેમ નથી પૈસો કમાવાનો કે આબરૂ મેળવવાનોજ રસ્તો.

આ નાટકનું વૃત્તાન્ત ઘણાં કાળાં કાવતરાંથી ભરેલું તથા પ્રેમ અને નીતિની સુચેષ્ટાથી શોભિતું છે. તેનો સદુપયોગ થવાનો સંભવ અને આશા છે. નાટકની કથા કાંઇક કલ્પિત ભાસે છે. ગુજરાતના રાજા જયશિખરીનું મરણ તથા વનરાજનો જન્મ એ નાટક રૂપે ગોઠવવાં એવી પ્રથમ

કલ્પના હતી. રા. સા. મહિપતરામનો "વનરાજ ચાવડો" વાંચતાં ભુવડના પુત્ર કરણે સુરપાલની પત્ની વિમલાને તેના ઘરમાંથી બલાત્કારે પકડી લેઇ પોતાને ઘેર રાખી, તથા કોઇકનું માથું કાપી લાવીને તે સુરસેનનું છે એમ કહી, પોતે પરણવાની આશાથી દેખાડયું. તેથી તે સતી થઇ; એવી ભાગી તુટી કલ્પિત વાતનું બીજ રોપાયું. વિમલા જેવી પતિવ્રતા સ્ત્રી પરપુરૂષના મસ્તકને સુરપાલનું જાણી છેતરાય એ વાત બરાબર બેઠી નહી, તેથી ફેરફારો ગોઠવતાં મૈત્રીની ખરી ખોટી હાલતનું વર્ણન કરવાના, તથા સેવકની અધમતા દર્શાવવાના હેતુથી હરદાસ, રત્નદાસ, અને તરલા એવાં ત્રણ બીજાં પાત્ર ઉભાં થયાં. આવી રીતે આ નાટક ન કલ્પિત રહ્યું ને ન ઐતિહાસિક રહ્યું, તેથી પાત્રોનાં નામ ફેરવી નાંખ્યાં અને ઐતિહાસિક વૃત્તાંતમાં પણ જેવો ઘટે તેવો ફેરફાર કરી નાંખ્યો. અર્થાત્ આ નાટક ઐતિહાસિકછે એમ નજ ધારવું પણ એ એક કલ્પિત પ્રકરણ છે એમ સમજવું, નહિ તો યૌવનશ્રી પોતાના ગર્ભ સમેત મરણ પામે એ વાતથી ઐતિહાસિક કથામાં, કલ્પિત કરી નાંખ્યા છતાં પણ, મહા બાધ આવી જાય.

નાટક કયાંથી શુરૂ થાયછે તે અત્રે સમજાવવાની જરૂર છે, ભુવનાદિત્યને એકવાર હરાવી કાઢીને સુરસેન થોડા દિવસથી પોતાને ઘેર પાછો આવેલોછે. તેના બલથી જય પ્રાપ્ત થયો માટે જયચંદ્રરાજા તેને માન આપવાને તેને ઘેર પધારવાનો વિચાર રાખેછે. સુરસેન રાજદરબારમાંથી પાછો આવી પોતાની પત્ની કાન્તાએ રાજાનો સત્કાર કરવા જે સભામંડપ રચાવ્યોછે તે જોતો ને વખાણતો રાત્રીના આરંભમાંજ વાંચનાર સજ્જનો આગળ રજુ થાયછે. જયચંદ્રરાજ તેને ત્યાંથી પોતાની પાસે બોલાવી લેછે, અને

ભુવનાદિત્ય પ્રાતઃકાલેજ ચઢી આવનાર છે એવી પોતાને મળેલી ખબર તેને કહેછે. પછી ગર્ભવંતી રાણી યૌવનશ્રીને રાજાના કહેવાથી સુરસેન વનમાં ભીલ લોકોને સોંપી આવે છે, તથા પોતાની પત્ની કાન્તા અને રાણીની દાસી તરલાને પણ જોડે મુકતો આવે છે. વગડામાંથી પાછા વળતાં તેને કાન્તા વગેરે અટકાવે છે ત્યારે પોતાના ગળામાંથી મોતીનો ગંઠો કાઢીને કાન્તાના ગળામાં પેહેરાવે છે, ને એમ કહે છે કે "જયાં સુધી આ દિવ્ય હારનાં મોતી વિખુટાં ન પડે ત્યાં સુધી હું તથા જયચંદ્રરાજ જીવતા છીએ એમ જાણજો." આવાં કારણથી સુરસેનને પાછા વળતાં વાર થાય છે, ને તે પાછો આવેછે તે પેહેલાં તો ભુવનાદિત્ય જોડે યુદ્ધમાં જયચંદ્ર મરાય છે, તથા ભુવનાદિત્ય અને તેનો દીકરો કરણ પાટણમાં પેસે છે. હરદાસ નામનો સુરસેનનો મિત્ર, જેને હાલ સુરસેનથી ઉંચાં મન હતાં, તેને કરણરાજા મોટો અધિકાર આપવાની લાલચ બતાવી પોતાની પક્ષમાં લેછે; ને એવી સરત કરેછે કે સુરસેનને તમારે પકડી આપવો. હરદાસ ઉપરથી ખોટી હા કહી ને સુરસેનની પાછળ જાય છે, કેમકે સુરસેનના વનમાં ગયાની વાત એના જાણવામાં આવી હતી. સુરસેન એને રસ્તામાં મળે છે; તેને સમજાવીને, થોડી મુદ્દતમાં છુટો કરી દેવાનું વચન આપી, બંદીખાનામાં પુરે છે. હરદાસ જાતે ભલો માણસ હતો, તેથી એના દીલમાં કરણરાજાનો વિશ્વાસ મેળવીને પછી સુરસેનને ગાદી અપાવવાનો વિચાર હતો.

અંક ૨. કરણની સાથે રત્નદાસ નામનો લુચ્ચો અને કપટી મિત્ર હતો. તેની મરજી કરણનું કાટલું કાઢવાની હતી, પણ ઉપરથી મિત્રભાવ બતાવતો. આ માણસ જોડે હરદાસને દોસ્તી થઇ. હરદાસે રત્નદાસને ખબર કહી કે સુ-

રસેનની પત્ની કાન્તાની જોડે સહજ કાવતરામાં ફસાઇ જ-વાથી મારે સુરસેન સાથે ઊંચાં મન છે, તથાપિ પણ એ ભલો માણસ મારૂં કહેવું માનીને ફસાયો છે, એની સાથે મારી મૈત્રીનું પુનરૂજ્જીવન કયમ કરીને થાય! રત્નદાસ સૂચવે છે કે એના ઉપર તમે એને છોડાવવાનો ઉપકાર ક-રશો એટલે તે તરતજ થશે, પણ વળી કાન્તાનું સતીપણું કેટલામાં છે તે સાબીત કરી આપો તો તો વારજ ન લાગે. આ ઉપરથી કરણ જે વિષયી અને અવિચારી પુરૂષ હતો તેને લલચાવીને, હરદાસ તથા રત્નદાસ, કાન્તાને પકડવા સારૂં વનમાં લેઈ ગયા. વનમાં એક સરોવરમાં કાન્તા તથા યૌવનશ્રી અને તરલા નહાતાં હતાં. ત્યાંથી તરલા ને કાન્તા અને કાન્તાને યૌવનશ્રી જાણીને કરણ અને રત્નદાસ ઉચકી ગયા. યૌવનશ્રી જે જરા આઘી હતી, તે તો હુળકથી પા-ણીમાં બેશુદ્ધ થઈ ગઈ અને મરણ પામી.

અંક ૩. સુરસેનને બંદીખાનામાંથી હરદાસ વેહેલો મુ-ક્ત ન કરી શકયો તેથી તે અધીરો થઈ ગયો અને યુક્તિ-થી છુટી નાઠો. હરદાસને આ વાત જાણવાથી બહુ પશ્ચા-ત્તાપ થયો. કાન્તાને એણે પકડાવી હતી ખરી, પણ એનું પતિવ્રત જો સાચું હોય તો તે ભાગે તેમાં એનો સ્વાર્થ ન હતો. એણે એમ ધાર્યું હતું જે એની કસોટી નીકળ્યા બાદ કાન્તાને છોડાવીને ઉપકૃત કરીશ, તથા સુરસેનને તેડી લા-વી પાટણની ગાદી એને અપાવી મારી મૈત્રી ફરી જોડીશ. પણ સુરસેન કયાં હશે તેનો ખબર મળવી હવે દોહલી થઈ ગઈ તેથી હરદાસ બહુ ગભરાયો. રત્નદાસ તો હર-દાસની ધારણા ફોકટ જેવી થઈ ગઈ તેથી રાજી થયો. એણે ઠરાવ કર્યો જે કરણરાજા તો હવે કાન્તાનીજ સોડમાં ભરાઈ રહેશે, એટલે રાજનો કારભાર મારે હાથ રહેશે. આ-વા વૈભવમાંથી હરદાસ જેવા ભાગીયાને ઝટ દૂર કરવો જો-

ઇએ. સુરસેનના નાસી જવાનો લાભ લેઇને એણે કરણુરાજાને ભમાવ્યો અને હરદાસે નસાડી મુક્યો એવું કહી, હરદાસને ઝેર દેવાનું ઠરાવ્યું. સુરસેન નાસીને વનમાં જઇ ભીલલોકોને પુછવા લાગ્યો, જે યૌવનશ્રી વગેરે કયાં છે? તેઓએ કહ્યું સરોવર ઉપર નહાંવા ગયાં છે ત્યાંથી આવ્યાં નથી. સુરસેન સરોવર પાસે ગયો અને તેમને ખોળતો ગાંડો થઈ ગયો, ગાંડાબળમાં તે સરોવરમાં પડયો અને ત્યાંથી એની બેહેનનું મડદું એને હાથ આવ્યું તેથી બેશુદ્ધ થઇ ગયો.

અંક ૪. તરલા અને કાન્તાને કરણે પકડી આણીને છુપાં રાખ્યાં હતાં; તેઓ એકાદ દિવસ સુધી બેશુદ્ધ રહ્યાં. કરણે પેહેલી તરલા, જેને એ કાન્તા સમજતો હતો તેને જગાડી. એ દાસી પોતાના સ્વામીનો પરાજય દેખીને વૈભવની લાલચથી ચળી, એણે કરણને પરણવાનું સ્વીકાર્યું; તથા કાન્તાને પણ જેમ તેમ કરી ફસાવવાનું વચન આપ્યું, હરદાસ કરણના મિત્ર મંડલમાં હતો તેની તરલાને આવાં બેશરમ કર્મ કરતાં કરતાં પણ શરમ આવી, તેથી કરણને કહ્યું કે એને ખસતો કરો. કરણનો વિચાર એને ખસેડવાનો થઈ ચુકેલોજ હતો ને તેમાં આ પુષ્ટી મળી એટલે એક રાત્રીએ એને ઝેરદેવા રત્નદાસ વગેરે સર્વે ભેગા થયા. રત્નદાસ અને કરણ દારૂના ઘેનમાં ચકચુર હતા તેથી, કરણે હરદાસને પાવાનો પ્યાલો રત્નદાસને ભુલથી આપ્યો, અને તેણે પણ ગફલતમાં તે પીધો; ને બીજે દિવસે મરણ પામ્યો. હરદાસને પુરો કર્યો એવી ધારણાથી હરખાતા, કરણરાજ કાન્તાની પાસે દિવસે ગયા. તરલાએ તે પેહેલાં તો કાન્તાને જગાડી હતી, અને તેને પણ પતિત કરવાનો પ્રયત્ન કર્યો હતો. પરિણામે કાન્તાએ ક્રોધિત થઇ તરલાને પોતાની પાસેથી હાકી કાઢી

હતી તે કરણરાજાના મહાલયમાં જઇ ભરાઇ. તેણે મનમાં નિર્ણય કર્યો કે એના ગળાનો હાર તોડી નાંખી, એનો નાશ કરવો. કરણ કાન્તા પાસે ગયો, પણ ત્યાં કાંઈ વળ્યું નહિ, તેથી વ્હીલે મ્હોડે તરલા પાસે આવ્યો. તરલાએ કાન્તાને વશ કરવાનું માથે લીધું. તરલાએ તેજ રાત્રીએ કાન્તાની માલા કાપી નાંખી, પણ એનાથી પાપનો તાપ જીરવાયો નહિ. ગાભરી ગાભરી રસ્તે દોડી કરણ પાસે જતી હતી એવામાં હરદાસ સામો મળ્યો તેથી ઘણીજ ગભરાઇ. જેને મુવો જાણતી હતી તેને જીવતો જોઇને એને ખાતરી થઈ જે કપટ ત્યાંજ ચપટ છે. એનું હૃદય પીગળી ગયું અને તાપ ન જીરવાયાથી એણે હરદાસને બધો વૃત્તાન્ત કહી દીધો; હરદાસે તરલાને સમજાવ્યું કે તું કરણને વચમાંથી ખસતો કર, ને હું સુરસેનને તરતજ તેડી લાવી (સુરસેન ક્યાં છે તેની ખબર એને તેજ સાંજે પડી હતી.) કાન્તાને સતી થતી અટકાવુંછું. તરલાએ હા કહી, હરદાસ સુરસેનને લેવા ગયો, અને તરલાએ કરણને ઝેર દીધું; અને પોતાથી આટલાં બધાં કુકર્મનો તાપ ન ખમાયાથી પોતે પણ પીધું. હરદાસને સુરસેનને ખોળી કહાડતાં વાર થઇ, એટલામાં પાટણમાં તો પ્રાતઃકાલ થઇ ગયો; કાન્તા, માલા તુટેલી દેખીને બળી મરવા સારૂં ચિતા ઉપર ચઢી ચિતા સળગવા માંડી એટલામાં હરદાસ અને સુરસેન આવ્યા, તેમને કરણ મુવાની ખબર કહીને તરલા પણ મરી ગઈ, પોતાની પ્રિયાની "રે પ્રાણનાથ!" એવી ચીસ સાંભળતાંજ ગાભરો થઇ ગયેલો સુરસેન ચિતામાં ધસી પડયો અને પોતાની વ્હાલી અર્ધાંગના જોડે મરણ પામ્યો. હરદાસ પણ બેશુદ્ધ થઇ જમીનપર પડયો, ને એકલોજ જીવતો રહી ગયો.

---

# पात्रवर्ग.

| | |
|---|---|
| जयचंद्र............... | પાટણનો રાજા. |
| सुरसेन................. | જયચંદ્રનો મિત્ર, સાળો, અને સેનાધિપતિ તથા મંત્રી. |
| करण.................... | કલ્યાણના રાજાનો પુત્ર. |
| हरदास................. | સુરસેનનો મિત્ર. |
| रत्नदास............... | કરણનો અપકૃત મિત્ર. |
| यौवनश्री............... | જયચંદ્રની રાણી. |
| कान्ता.................. | સુરસેનની પત્ની. |
| तरला.................. | યૌવનશ્રીની દાસી. |

ભીલ, યોદ્ધા, નગરવાસી જનો, સેવક, પ્રતીહાર ઇત્યાદિ.

### सूचितपात्र.

| | |
|---|---|
| भुवनादित्य........... | કલ્યાણનો રાજા. |

# कान्ता.



## अंक १ लो.

### પ્રવેશ ૧ લો.

**સ્થળ**—સુરસેનના આવાસનો સભામંડપ.

**कान्ता—सुरसेन.**

**सुरसेन**—વાહ પ્રિયે ! સભામંડપની રચના તો અલૌકિક કીધી જણાય છે.

**कान्ता**—સ્વામિનાથ ! તમારા વિચક્ષણ આદેશને અનુસરીને કરેલી એટલે શી ખામી !!

**सुर.**—એ માત્ર તારી સુશીલતા બોલે છે, તું નથી બોલતી. વાહ ! સ્રીવિના તે આવાં મનોરમણીય ચિત્રાદિકનું કોણ નિર્માણ કરે ? મંડપમાં પેસતાંજ. (બતાવતો.)

**वसंततिलका.**

દીસે ઝીણી, ચકિત, આંખ ગયેલી જેની,
નાના કરે સ્મરપ્રહાર નિવાર્ો લેતી;
નાસે શીં ! આ સુભગયોવનદૃગ્ધપ્રૌઢા,
ચાપે ચઢાવી શર, કામ પડયો પુઠે આ ! ૧

**कान्ता**—(મનમાં) ઠીક છે. ધારેલા ચિત્રઉપરજ પ્રિયતમની દૃષ્ટિ બેઠી ખરી. એમના મનમાં સમજતાજ હશે જે એ મારીજ અવસ્થાનું વર્ણન છે; નહિ તો બીજાં આટલાં સુંદર ચિત્ર મુકી એનુંજ વર્ણન શીદ કરે ? (જાહેર) પ્રાણેશ્વર ! એવિના વળી આ મહાધિરાજજયચંદ્રરાજનું સૈન્યએમને મંગલશબ્દે પુષ્પથી વધાવતું આ એમને બીરાજવાના આસનની સામેજ કાઢયું છે તે તમને રૂચે છે કે કેમ ?

**सुर.**—ખરેખર, પેલા દુષ્ટનીઉપર જે વિજય થયાની ખુશાલીમાં આ બધો આરંભ થયો છે તેને દીપાવી, મહારાજને હર્ષમાં ગરકાવ કરી નાંખે એવુંજ એ ચિત્ર છે. (બીજી તરફ જોતો) અહો પ્રિયે ! આ કોણ ?

**कान्ता**—(લજવાતી) મહારાજના પાઘમાંથી લટકતો મુક્તાફલનો આ તોરો કેવો દીપે છે !

**सुर.**—(હાથે ઝાલી, કાન્તાના ગળાનો હાર ચિત્રમાં બતાવતો) તોરો તો પછી; પણ આ ગળાનો તોરો તો જો. વાહ ! તે લગ્નના પ્રસંગે જયારે,

**वसंततिलका.**

આડી કરી નજર, જોઈ, નીચું નિહાળે,<br>
ને અંગુલી મૃદુથી, હાથ મિષે તું ડાબે;<br>
જોતાં પિતા હસિ, નિહાળી ડબાઈ જાતી,<br>
આ હાર હાલી વદતો–ધડકંતી છાતી. ૨

**कान्ता**—તમને તો એવી ટેવજછે. અન્યકાર્યાર્થ કરેલી ચેષ્ટા પણ તમે તમારા હૃદયની પ્રકૃતિ પ્રમાણેજ સમજવાના.

(સેવક પ્રવેશ કરે છે.)

**सेवक**—મહારાજ ! ભોજનને માટે પધારશો.

**सुर.**—હા. પ્રિયે ચાલ. અથવા આ અગાશીની ખુશકારક ચાંદનીમાંજ આજે આનંદ થશે, માટે જારે, ભોજનસામગ્રી અહિંયાંજ અણાવ.

**सेवक**—જેવી મહારાજની આજ્ઞા. (જાય છે.)

**कान्ता**—એ વાત ખરી. પણ તમે આટલા દિવસ થયાં પાછા આવ્યા છો ને મેં હજુસુધી મારા વ્રતનું ઉદ્યાપન કર્યું નથી; તેથી મારે જે એ, ભગવાન્ ચંદ્રનું વ્રત છે તેની સમાપ્તીનો દિવસ આજેજ શુભ છે, માટે તે કર્યાવિના ભોજન થાય નહિ.

**सुर.**—(જરા હસતો) એવું તે શું વ્રત છે ?

**कान्ता**—ભગવાન્ શીતરશ્મિ શીતલતા વિસ્તારે માટે માનેલું.

सुर.—તોપણુ એની યોગ્યતા મારા કળ્યામાં આવતી નથી.

कान्ता—તમારો યુદ્ધને માટે દીર્ઘકાલનો, અતિશય સંકલ્પ વિકલ્પ અને સ્નેહને લીધે અનિષ્ટના કુતર્ક કરાવતો વિયોગજ વિચારી જુઓ એટલે સમજાશે.

सुर.—ત્યારે તો તારા વ્રતના બલેજ અમે ભુવનાદિત્યને જીતી આવ્યા ?

कान्ता—તમારા બાહુ-બલે. અમારાં અબલાનાં થરથરતાં હૈયાં યુદ્ધમાં શું સમજે ? (કંપેછે.)

सुर.—જે થયું તે સર્વ સારાનેજ માટે છે એમ જાણી એવી તને ભય કરનાર વાત પડતી મુકી ભગવાન્ કુમુદનાથની પૂજા કરીએ. (અવલોકન કરીને.)

**वैतालिय.**

ઉદયાચલમસ્તકે ચઢયો, શશિ જો આ સખિ ! દૃષ્ટિ માંડતો;
ઉજળી કરીં સૃષ્ટિ બાર્ધાને, વિરહીને ઝટ શોધિ બાળતો. ૩

कान्ता—જય જય કલાનાથ ! તમે મારૂં દુઃખ ટાળી મને સનાથ કરી માટે આ મારા રોહિણીવ્રતની સમાપ્તિ વેળે તમને વિનતિ કરૂં છું કેઃ—

**अनुष्टुप्.**

પ્રેમના રંગીલા અંશ, નવલા, સુખદા હજો;
શુકલપક્ષકલાપેરે, સદા સર્વત્ર વાધજો. ૪

सुर.—વાહ કાન્તે ! યોગ્ય આરાધના કરી ભગવાન્ શીતરશ્મિની. પ્રેમનેજ આધીન બધું જગત્ છે. ભિન્નરૂપે, ભિન્નભાવે, જણાતો પણુ એ સર્વવ્યાપી પ્રેમજ-તેનો વિજય સદા સર્વદા થાઓ.

(સેવક પ્રવેશ કરે છે.)

से.—મહારાજ! આપના આદેશપ્રમાણે ભોજનસામગ્રી તૈયારછે.

सुर.—પ્રિયે ! ચાલ.

कान्ता—ચાલો, પ્રાણુનાથ ! (સેવક આગળ ચાલે છે.)

**सुर.**--કાન્તે ! આજે તો એમજ ઇચ્છા છે કે આપણા લગ્નદિવસે આપણે જમ્યાં હતાં તેમજ ફરી જમીએ.

**कान्ता.** **उपजाति.**

પાદ્ય પીએ, ને સુખી થાય સેજે;
જમે, જમાડે રમી રોજ રોજે;
મીઠી પ્રીતે ટોળની બાજી ખેલે,
તે ધન્ય હીં, ધન્ય પતિપ્રિયાને. ૫

**सुर**--ખરેખાત એવા દિવસનેએ ધન્યજ છે.

**कान्ता**--કેમકે તેવા બહુ થોડા મળી આવે છે.

**सुर.**— **शिखरिणी.**

ખરે ! સંસારીની સ્થિતિ, ઉજડ વેરાન સરખી,
ન તેમાં છે કાંઈ રસ, મુખ પડયે ધૂલજ સમી;
મળે તેમાં પ્રેમી, પ્રીતિની લઘુ દૈવી મધુપુરી,
અરે ત્યારે ત્યારે, અમરસુખની ધન્ય સુઘડી. ૬

(સેવક પ્રવેશ કરે છે.)

**सेवक**--મહારાજ! મહારાજાધિરાજનો અનુચર આવ્યો છે.

**सुर.**--સત્વર પ્રવેશ કરાવ. (સેવક જાય છે.)

**कान्ता**--શું મહારાજ જયચંદ્ર અત્યારેજ. રાત્રિએ [illegible]તીય ચંદ્રવત્ અહીં પ્રકાસશે ?

**सुर.**--એમ થાય તો આનંદની ઘડી. પ્રભાતને બદલે અત્યારથીજ આનંદની રેલારેલ થઇ રહે.

**कान्ता**--આ અનુચર આવ્યો. (કાન્તા જાય છે.)

(અનુચર પ્રવેશ કરે છે.)

**अनु.**--અભિવંદન કરૂં છું શ્રેષ્ઠ સામંતને.

**सुर.**--કેમ મહારાજાધિરાજ જયચંદ્રદેવની શી આજ્ઞા છે ?

**अनु.**--આપને સત્વર પોતાની સમીપ બોલાવે છે.

સુર.—આનંદની વાર્તા. આ આવ્યો. જા મહારાજાધિરાજને સમાચાર નિવેદન કર. (નમન કરીને અનુચર જાય છે.)

સુર.—પ્રિયે ! આમ આવ. (કાન્તા પ્રવેશ કરે છે.)

कान्ता—આજ્ઞા સ્વામિનાથ !

સુર.—વિદિત થયું હશે કે મારે મહારાજ પાસે સત્વર જવું છે.

कान्ता—યોગ્ય છે પરંતુ ભોજન કર્યાવિના જશો અને પછી ત્યાં વધારેવાર રોકાયા તો તમારાથી કેમ રેહેવાશે ?

સુર.— शिखरिणि.

તૃષા ત્યાં ના પીડે : મિઠું પિયૂષ વાણીતણું પિયે;
ક્ષુધા પીડે શાની ? શરીર ભર્યું ભક્તિવિષયે;
ગમે ત્યાંથી અન્યસ્થલભણી જવું કેમજ કદી ?
પ્રિયે ! જ્યાં વે'તિ છે સતતપ્રીતિહાસ્યામૃતનદી. ૭

कान्ता—(સ્વગત) આ રાત્રીના પ્રારંભમાંજ પ્રાણપ્રિયનો વિયોગ ! ! (જાહેર) જો એમ હોય તો અહીંથીએ શીદ જાઓ?

સુર.—મા બોલ એમ, પ્રાણાધાર !

इंद्रवज्रा.

છે પ્રાણ આધાર ઠરી તું મારી,
એ સ્વામિ છે પ્રાણતણોય, પ્યારી !
ને છે વળી બંધન પ્રેમ બાંધ્યો,
ત્યાં જાણ તેમાં નવ હોય વાંધો.

कान्ता—યોગ્ય કહ્યું પ્રાણનાથ ! તોપણ થોડીવાર બેશીને જાઓ કેમકે તમારા જવા વેળે મારાથી ભોજનનું અશુભ નામ દેવાઈ ગયું છે.

સુર.—અરે જારે ઘેલિ ! (કાન્તાનું મોઢું કરથી ઊંચું કરીને.)

शार्दूलविक्रीडित.

પ્રીતીપાન કર્યું ઘણું પ્રતિદિને તેથી ક્ષુધા ના રહી,
પ્રીતીવારિતરંગ સર્વદિલમાં રે'છે સદાયે વહી;

તોયે આ કરૂં પાન હું અધરનું, ચાખું સુધા પ્રેમથી;
કે હે પ્રાણ ! રહે ક્ષુધા ન જરીયે, જાયે વ્યથા આવતી. ૯

(તેમ કરે છે.)

कान्ता—(લજ્જા પામતી) ત્યારે શું બીજું ? જાઓ. પરંતુ સત્વર પધારજો; કેમકે,

**शार्दूलविक्रीडित्.**

ક્રીડાના ઉપભોગ યોગ્ય નભમાં છે ચંદ્રકાન્તી ખીલી,
ને, આ શીતલ દીર્ઘજામિનિ વળી એકાકિને કાલશી;
થંડો મંદ સમીર, ગંધ વિખરે, ચોપાસ આકાશમાં,
તે જાયે નહિ વ્યર્થ પ્રાણપ્રિયરે ! મીઠા મધુમાસમાં. ૧૦

પાછા વળતાં વળી મહારાજને અત્રે પધારવાની પણ પુનઃ સૂચના કરતા આવજો.

सुर.—તે હું વિસરનાર નથી. એવી આનંદકર્તાવાત તે કોણ વિસરે ? લે હવે, વાતમાં વખત વીતે છે; કેમકે આવા પ્રેમ વિનોદમાં જતો વખત નિમિષમાત્રપણ લાગતો નથી.

**वसंततिलका.**

જો પ્રેમમાં જુગ વહે, પણ અલ્પ દીસે,
ઉડે પળે પળ ખુબી નવલી વિશેષે,
પ્રેમી સમીપથી જતાં ચિતડું ચિરાય,
ને માત્ર એક પલ તે, પછી વર્ષ થાય ! ૧૧

માટે મારે જવું જોઇએ. (જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—રાજાનું ગુપ્તાગાર.

**राजा—सुरसेन.**

जयचंद्र—દૂતને મોકલ્યાને વારતો ઝાઝી થઇ ! શત્રુઓ આવે છે ! ફિકર નહિ; દેવીને ગર્ભ છે ખરો, ને, વાહ ! (યાદ આવતું

હોય એમ ) તે ગર્ભમાં વળી પુત્રજ છે એવું પેલા યોગેશ્વરનું કહેવું હતું, બધું સુરસેન આવે તો તેની ગોઠવણ કરીએ; જો કે યુદ્ધમાં જય તો આપણોજ છે, તથાપિ પ્રથમથીજ સુચિન્હ થાય છે:—

**वसंततिलका.**

બાહૂ ધ્રૂજે વળી સુણું રણતુર કાને,
ને આ ઉભો ધરી ગણું રીપુશીશ પાયે;
ઉત્સાહ માય નહિ, વિસ્તૃત ચિત્ત થાય,
ને તે ધ્વજા વિજયની સમ ફર્ફરાય.　　૧૨

( અનુચર પ્રવેશ કરે છે. )

**अनुचर**—અમરરાજ તપો મહારાજાધિરાજ શ્રીજયચંદ્રરાજને પ્રણામ. સવગુણસંપન્ન સબલશૂર સુરસેન સત્વર પધારે છે.

( અનુચર નમન કરીને જાય છે. )

**जय.**—( હર્ષથી ) બહુ રૂડું થયું; વિજયમાં શાનો સંશય?

**वसंततिलका.**

લાખો હણ્યા સબલશૂર ગણી ગણીને,
મુક્તાતણો ઝુમી રહ્યો શિર ગુચ્છ જેને;
ખડ્ગે વસે યશ, કરે રીપુપ્રાણ લક્ષ્મી,
તે સૂરસેન જહિં પાલન, સર્વશક્તિ.　　૧૩

( ઉભો થઇને ) લાવ બંધુ સુરને આવવાને માર્ગે જોઉં.

(શરીર તરફ જોતો

ઓહો!　　**शिखरिणी.**

કરો મારા કંપે: અરિ સરવ સંહાર કરવા,
ચહું ચક્ષૂ મારાં, અરિરૂધિરથી તૃપ્ત કરવા;
બધે–અંગે અંગે, પુલક પુલકે,–આગ સળગી,
સ્થિતિ એકે આજે, નથી રણવિના અન્ય ગમતી.　૧૪

( સ્વગત ) પણ હજુ સુધી શત્રુની કંઇ પક્કી ખબર મળી નથી; કે તે જ્યાં હોય ત્યાં જઇ,હાથનો ને હૈયાનો રસ ઉતારીએ, તેમજ સુરને વળી અન્ય માર્ગે જવું થનાર છે એટલે તમને મુકીને પણ કયમ જવાય ? સૂર્યોદય થતે પાતાલમાંથી પણ એમને ખોળી કાઢી આ એ મૂર્ખ લોકોની ભીતિ જે લોકોમાં પેશી ગઇ છે તે ભાંગી નાંખીશું. કલ્યાણરાજનું આ દેશતરફ કંઇ કલ્યાણ થનાર નથી. ગુર્જરસિંહ શું એની આગળ નમે ? બકરીઓને સિંહ નમે નહિ પણ કચડી નાંખે. બીજાં સુડદાલ પુતલાંની જીતથી મત્સર થઇ ગયો છે તોય એનો નાદ આજ પાટણની પરાક્રમી ભૂમિઉપર ઉતરશે. આજનો પ્રસંગ જરા અણુચિંતવ્યો અને વિપરીત છે તોય શું ? યુદ્ધમાં ક્ષત્રિએ પાછી પાની કાઢવાની છે ?

( પ્રતીહાર પ્રવેશ કરે છે. )

**प्रती.**—મહારાજાધિરાજ ઘણીખંમા,સામંત શ્રીસુરસેન પધારેછે.

**जय.**—( સામું જોઈ ) કેવો દીસે છે એ,

**मंदाक्रान्ता.**

ચાલંતો એ સબલ ધસતો સિંહ જેવો ગભીર,
દૃષ્ટિ દેખી થરર થથરે વીરના હોય વીર;
જેણે એના ભુજબલતણો એકવારે પ્રહાર,
ચાખ્યો, તેને પુનરપિ નહિ વીર્યનો રે' પ્રમાદ. ૧૫

( પ્રતીહાર જાય છે. )

( સુરસેન પ્રવેશ કરે છે. )

**सुर.**—જયજયકાર વર્તો મહારાજ શ્રીજયચંદ્રરાજ બંધુનો.

**जय.**—આવો રાજ્ય-સ્તંભ, હૃદયાધાર, સામંતમિત્ર, બંધુ સુરસેન ! આ આસને બિરાજો. ( સુરસેન બેસે છે. )

**सुर.**—મહારાજ ! આપના મુખારવિંદ ઉપરથી આજ કંઇક જુદોજ તર્ક થાય છે.

**जय.**—( હસતો ) એજ તમારી બુદ્ધિનો પ્રભાવ છે. વારૂં કહો જોઇએ શું છે.

સુર.— **વસંતતિલકા.**

કયારે હણી રીપુતણાં શિર રોળી નાંખું,
કયારે ચઢી સમરસન્મુખ, શસ્ત્ર ફેંકું;
ફેકું કદા સરવ કંટકરૂપ શત્રૂ,
એવું વદે કુટિલ એવું વિકાસતી ભ્રૂ. ૧૯

જય.—ધન્ય છે. એ વાતનાં ચિન્હને ન સમજનાર શું જાણે. તમને ખબર હશે કે આજ આપણો કોઈ દૂત પેલા ભુવડના કોઈ સિપાઇ ગામમાં અન્યવેષે આવ્યા હશે તેમને ઓળખી સાંભળી લાવ્યો કે કાલસવારે મહાયુદ્ધ થનાર છે.

સુર.—તેથીજ આપની મુખમુદ્રા ઉપર આટલો બધો હર્ષ આજ વરસી રહ્યો છે, પણ કંઇ ફીકર નહિ. મહારાજની છાયામાં રહી સેવકે જે વીર્ય પ્રાપ્ત કર્યું છે તે જોવાનો કાલે બીજો પ્રસંગ છે. એકવાર તો તેમને નસાડનાર આપનો દાસજ હતો; તો વળી ફરીથી પણ ઈશ્વરેચ્છાએ શું થાયછે જોઇએ. (મુછપર હાથ દઇ) પાટણની તરશી ભૂમિને કાલે શત્રુના રૂધિરથી ખૂબ તૃપ્ત કરૂં, અને એનો વિજયનો વાવટો ચીરી નાંખીને નગરમાં તાણી લાવું તોજ હું ખરો. બીચારી પ્રજાને આ વગર લેવાદેવા દુઃખ દેનાર એ કોણ?

જય.—ખરેખાત તમારાજ ભુજવજના બલે આ રાજ્યનો ટકાવ થયાં જાય છે તેમ થશે. તોપણ તમારે એક બીજું કાર્ય તે પેહેલાં સાધવાનું છે. આ ખબર જાણવાથી આપણને આપણા પગ નીચેજ એક મોટી સુરંગ માલમ પડીછે. આપણી આંખોપરથી અજ્ઞાનની અંધારી, મોટા પર્વતની આપણે છેક કોરઉપર આવી બીજેજ ડગલે ખોમાં ગડી પડવાની તૈયારીમાં હતા તે વેળે ઈશ્વરેચ્છાથી મહાદેવે દૂર કરી છે; ને આપણને વાત આટલે સુધી ગયા પછી પણ ખબર પડી એ શુભ ચિન્હ છે, તોયે સાવધાન રેહેવું વધારે ઠીક છે.

સુર.—મહારાજ! કરવાનું શું તે કહોને.

जय.--એટલુંજ કે તમારે તમારી બ્હેન યૌવનશ્રીને વનમાં નિર્ભયસ્થલે મુકી આવવી, કે તેના ગર્ભનો પુત્ર ન ઇચ્છવા લાયક અહિતને અવસરે આપણું વેર વાળે.

सुर.--એ વાત મારા ધ્યાનમાં ઉતરતી નથી. યુદ્ધમાં આપણો પરાજય થશે એવા માનશુકન તમે અત્યારથીજ કર્યા. મને ભય થાય છે કે, જે મહારાજ યુદ્ધની વાર્તા લાવનારને પણ મોટું ઇનામ આપવા ઉભા થતા તેજ આજ ક્ષત્રિધર્મ મુકી દઇ વાણીયાની પેઠે જય અજયનો નફો તોટો કાઢવા બેઠા છો ત્યારે ગુજરાતની શીએ દશા હશે. હે ભૂમિ !

सोरठो.

તુજને પાલનહાર, હૈયામાં હારી હઠે;
કેવી થઇશ ખુવાર, તારે ચંદ્ર ગ્રહ્યો દિસે. ૧૭

जय.--(હસતો) એમ નથી. તારાથી તે વળી ચંદ્રગ્રહણ થયાં સાંભળ્યાં છો ? હું જે જે કરૂં છું તે આપણી ગુર્જરભૂમિના સુખને અર્થેજ. જય અજયનું વિશેષેકરીને આવા પ્રસંગે શાશ્વત કહેવાય નહિ, માટે પાણી પેહેલી પાળ બાંધવી એ પણ એક નીતિ છે.

सुर.--મેં પ્રથમથી કહ્યું છે તેમ મહારાજના મ્હોની વાણીજ આજ માનશુકન ભરેલી છે. હે સરસ્વતિ !

इंद्रविजय.

રામતણે મુખ વાસવસી ન અનર્થ કદા અનુવાદ કરાવ્યો,
ભારતમાં વસી પાંડવને મુખ ક્ષત્રિવિરૂદ્ધ ન બોલ વદાવ્યો;
રાજતણે પણ તેં મુખડે વસી યુદ્ધવિનોદ સદાય કરાવ્યો,
આજ અચાનકરે ધિક્રે ધિક્ આ કયમ બોલ ગિરા!ઉચરાવ્યો. ૧૮

जय.—તમે તમારી ભગિનીની વ્યવસ્થા કરી આવો, હું યુદ્ધમાં અગ્રણી થઇ જાઊંછું. આમ તકરારમાં વખત ખોવા કરતાં કામમાં પડયા હો તો અત્યારે કેટલો રસ્તો કાપ્યો હોય ને

પ્રભાતે આવી પહોચ્યા　　...ય, માટે મારો નિર્ણય કરનાર
...શનો છે.

નથી તેથી હવે વખત ...　　...જ્ઞા યુદ્ધસમરે મારે દૂર

સુર.--(દાંત કચડતો) જેવી ઇશ્વરે...　　...નક છે! તોય તમારી
થવું!! એ પ્રસંગજ આજ કંઇક ભયા...　　...ગે. (જાય છે.)
ને ઈશ્વરની ઇચ્છા બલવાન્ છે! આ ચાલ...

જય.--(મનમાં) એ વગર કારણ કચવાય છે. જેમ થ... તેમ ખરૂં. મને ભરોસો છે કે થોડીવારમાં એ પાછાં આવી શકશે. વનમાં ભીલલોકોનાં ઝુંપડાં કયાં દૂર છે. એટલામાં હું સૈન્ય તત્પર કરાવું. (જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ—જયચંદ્રનું શયનગૃહ.

**યૌવનશ્રી, તરલા, (પછીથી) સુરસેન, અને કાન્તા.**

યૌવ.--(ઝબકી ઉઠીને)

દેશી.

તમે આમ રીસાવી શું જાઓ, ઘટે નહિ આવડું,
મારા સમ, રે સ્વામિનાથ! તમારે પાયે પડું. ૧૯
ભુલી હું ભુલી, મહારાજ! ખોટીજ વ્હેમાઇ છું;
એવી વાત ન માનું કદાય, ભોળીછું ભમાઇ છું. ૨૦
હું ગઇ હસવાઃ જોવા પ્રેમ, થયું ખસવું હવે;
ના, ના હુંવિના કોણ હોય, તમારે વ્હાલા! દિલે. ૨૧
તમે કાંચન સરખા સ્વચ્છ, છો દુધથી ઊજળા;
મારા હૈડાકેરા હાર, મૃણાલથી કુમળા. ૨૨
મેં તો આવડું જાણ્યું ન, નાથા બોલો એકવારરે,
તમે દૃષ્ટિ કરોને પ્રેમાલ, જીવું હું આશરે. ૨૩

(એમ કહી રૂદન કરેછે, ભેટવા બાથોડીયાં મારેછે, પણ

જડતાં ) અરે શું જતાજ રહ્યા ! ! અથવા હું મારાં આંસુને લીધે દેખતી નથી. ( ઉભી થાય છે. )

( દાસી તરલા પ્રવેશ કરે છે. )

તર.—બા સાહેબ ! તમે શું ગાતાં હતાં ? આ શું કરો છો ? ક્યાં જાઓ છો ?

યૌવ.—કોણ ? તરલા.

તર—હા બા.

યૌવ.—આવ તરલા તારૂંજ કામ હતું. આજ સ્વામિનાથ મેહેલ પધાર્યા પછી સહજમાં રીસાઇને કોણ જાણે ક્યાં સંતાકુકડી રમે છે. તારી તરલતાથી પકડી કાઢ જોઇએ મહારાજને !

તર.—બા તમને સ્વપ્નુ લાધું હશે. મહારાજ તો આજ અહીં આવ્યાજ નથી. આજ કાંઇ મોટી રાજકાજની વાતમાં રોકાણા છે.

યૌવ.—હેં ! શું મારી નજરે દેખી, જાતે અનુભવેલી વાત ખોટી ? ના ના, તુંજ કંઇક સ્વપ્નવશ દિસે છે કે ખરી વાતને ખોટી માને છે.

તર.—બા સાહેબ ! તમે એમ શાથી માનો છો ?

યૌવ.—ન કેમ માનું ? મારી પાસે હાલ બેઠેલા હતા તે સહજ વિનોદમાં રીસાઇને કોણ જાણે ક્યાંએ જતા રહ્યા !

તર.—એ વાત સ્વપ્નમાંજ બનેલી છે.

( સુરસેન પ્રવેશ કરે છે. )

યૌવ.—( વિચારમાં પડીને ) સંભવે તો નહિ. પછી....કોણ જાણે. પણ નહિ,........નજ હોય.

સુર.—( મનમાં ) અરેરે એના ઉપર થનાર ભુંડી આફતની વાત એને કાને આવી દીસે છે.

તર.—ત્યારે હવે જો ખાત્રી કરવી હોય તો કોઇને મારી સાથે મોકલો, હું મહારાજને ગુહ્યગૃહમાં બિરાજેલા દાખવું.

સુર.—(મનમાં)નક્કી એમજછે. આ દાસીએ વાત આણી આપેલછે.

યૌવ.—(વિચારીને) વારૂં ત્યાં બીજુ કોણ છે?

સુર.—(ગભરાતો, મનમાં) અરે હવે મારા ઉપર બધો વરસાદ વરસશે.

તર.—તમારા ભાઈ ત્યાં છે તેની સાથે મહારાજ બિરાજેલા છે.

સુર.—(મનમાં) હવે આ હું શયનગૃહની પાસે આવ્યોજ છું, અને આટલે સુધી વાત આવેલી છે, ત્યારે મારે માથે આવતો ભાર શા માટે દૂર ન કરૂં? (પ્રવેશ કરે છે.)

उपजाति.

તેં છે ન દીઠાં દુખડાં કદાપિ, તું સેવશે શું વનવાસ પાપી!
તને જણાશે ક્રૂર બોલ મારા, શિરીષપુષ્પે જયમ વજ્રધારા. ૨૪

યૌવ.—(ઉભી થઇ, પોતાના ભાઇને ગભરાયલી આંખોથી જોતી તથા દાસીની વાત ખરી હશે એમ માનતી) અરે સુરસેન! ભાઈ! આ શું? તમે કયાંથી?

સુર.—જાણ્યા પછી શું પુછવાનું છે. (એકાન્તે દાસીને) જા પ્રાણાધાર કાન્તાને અત્રે તેડી લાવ. (દાસી જાય છે.)

યૌવ.—શુ જાણ્યા પછી?

સુર.—અબઘડી તરલા ને તું વાત કરો છો તેજ.

યૌવ.—તે વાતને ને તમારા આવવાને શો સંબંધ છે?

સુર.—એજ કે હવે સત્વર ચાલવું.

યૌવ.—ચાલવું શું? એ તમે બોલ્યા તે કવિતા શી? વનવાસ શો? તમારા મીઠા બોલ ક્રૂર શા? એ બધું અવળું સાંભળી મારો જીવ બહુ ગભરાય છે, ને વિસ્મયથી જડ થયેલું હૈયું તમારો ભાવ સમજી શકતું નથી.

સુર.—બળ્યો મારો ભાવ ને અવતાર. પણ લાચાર, એમ કર્યાં વિના સિદ્ધિ નથી.

યૌવ.—(રડતી) પણ શું? (સુરસેનની છાતીઉપર હાથ મુકતી) ભાઈ તમે પણ બહુ પીડાતા હો એમ લાગે છે.

સુર.—વળી ફરીથી શીદ કહેવરાવે છે? કુલ્યાણનો ભુવનાદિત્ય

પ્રાતઃકાલે ચઢી આવી પડે એવી ધાસ્તીથી, તને કોઈ નિર્ભય સ્થલે પોચાડવી એવી મહારાજની ઇચ્છા છે, ને તે કાર્ય મને સોંપ્યું છે. વખત થોડોજ છે તેથી પ્રાતઃકાલ પેહેલાં એ કામ પતી જાય તો ઠીક.

( નેપથ્યે ) વૈતાલિકો ગાય છે:—

( शार्दूल विक्रीडित. )

અંધારૂં થયું પાતળું નભવિષે તારાદ્યુતિ નીતરી
વીણા તાલ, મૃદંગ રાગ, તરીને કાનેપડે આ ઘડી;
રાત્રી આઝણુણાટ જેમ કરતી, વેગે ઉડી જાય છે,
નીદ્રાની મૉઠીપાંખમાં જન બધાં જંપે પ્રશાન્તિવિષે. ૨૫

અહો મધ્યરાત્રિ પંણ વીતી ગઇ. હવે બહુજ ત્વરા થવી જોઇએ.

यौव.—આજ પ્રાણનાથની બુદ્ધિ એવી કેમ થઇ ? અરે ! ઇશ્વર ન કરે ને અશુભ થાય તો મારી શી ગતિ? મને એમની સાથે....

( રોઈ પડે છે. )

सुर.—એ વાત થતી દૂર કરવાનેજ મહારાજ આટલું કરે છે. સહગમન ન થવાથી અલબત મારા કુલને એબ લાગે ખરીજ.

यौव.—ત્યારે આપણો કુલધર્મ કેમ તજાય ? માટે જાઓ, સ્વામિનાથને પ્રાર્થના કરી કહો કે દાસી હુકમને તાબે છે, પણ કુલધર્મવિરૂદ્ધ વાત થાય નહિ. સ્વામિથી સ્ત્રીએ જુદાં થવાય નહિ. જે સ્ત્રીઓ આવે પ્રસંગે તેમ કરે છે તે નરકવાસ પામે છે માટે આવા સંસારના સુખને સારૂ હું પરલોકના સુખને હાની પોચાડનારી નથી.

सुर.—એ સર્વ વાતનું મેં વિચાર કરી સમાધાન કર્યું છે.

यौव.—અરે ! તમે પણ એમનાજ વિચારમાં ! મોટાની વેહેલમાં સૌ બેસે. ત્યારે હવે અમ અબલાથી શું થનાર છે ?

सुर.—બેહેન ! એમ નથી કે સર્વદા સહગમનજ કરવું. તારા જેવી સ્થિતિમાં સ્ત્રીઓને સહગમન કરવાથી બાલહત્યાનું પાપ

લાગે છે માટે શાસ્ત્રે તેમ કરવાની મના કરેલી છે. વળી અશુભની આશા રાખવી એજ ખોટી છે. આતો મહારાજે માત્ર દીર્ઘદૃષ્ટિથી ભવિષ્યપર તર્ક કર્યો છે, માટે એમને સંતોષવા તું નિરાંતે ચાલ. કાલે સવારે હું તને ગડગડતે નિશાને રણવાસમાં પાછી લાવીશ. કદાપિ ન કરે નારાયણ ને અનિષ્ટજ નિપજ્યું તો અમારૂં વેરવાળી શત્રુના હોમથી અમને તૃપ્ત કરનાર તને સોંપેલો છે એટલે તારે સહગમનનું તો નામ દેવુંજ નહિ.

यौव.—એવી નોધારી વાત ઉપર વિશ્વાસ શાનો? તમારૂં વેર વાળનાર પુત્રીજ હોય તો કેમ?

सुर.—નેનોએ પુત્ર થાય. જો બેહેન તું આમ ક્રૂર થશે તો અમારા આત્મા શ્રાદ્ધની અંજલિવિના નરકમાં રખડશે માટે કહ્યું માન.

यौव.—ક્ષત્રિયોને તો કેશરીયાં કરવાં ઘટે. બ્રહ્મબુદ્ધિનો વિચાર ન હોય; ડરતાં હો તો અમને અગ્નિદેવને સ્વાધીન કરી ઉઘાડે ખડ્ગે તુટી પડો, ને રણમાં સન્મુખ પડી સ્વર્ગ પ્રાપ્ત કરો.

सुर.—(ત્વરાથી) गीति.

જાણું ભેદ બધાં હું, જાણું મનમાં બધી ચિકિત્સાઓ,
મનુષ્યધર્મા છું હું, વેરવળ્યાવિણ મળે નહિ લ્હાવો. ૨૬
તેથી બુદ્ધિ વિચારી, વનમાં તુજને વિદાય કરવાને,
કાલ ઘણો વીત્યો છે, હઠઙ્ડ ધરિ હીંમત તું હૈયે. ૨૭

यौव.—હીંમત તે કેઇ પેરે ધરીએ.

वसंततिलका.

અગ્નિ તણી ભડભડાટ ચિતા બળે જે,
તે મધ્યે નારી કુમળી જઇ ન્હાય સે'જે;
ત્યાં પ્રેમ હીંમત ચઢે હૃદયે વિશેષે,
કહે ઓથ કોણની વિષે રહું એ વનાન્તે? ૨૮

सुर.—એમ છેક પાતળું દીલ રાખે ક્ષત્રાણીને પરવડે નહિ. તારે

તો અમને આજ કેટલી હીંમત આપીને સંતાપ દૂર કરવો ઘટે. તને વિનોદ થાય માટે કાન્તાને તારી સાથે મોકલવાનો મેં વિચાર કર્યો છે. માટે તૈયાર થા.

**યૌવ.**—કદાપિ તમને મારી ચાલ ન રૂચતી હોય તો હું તમને આજ આડી આવવા ખુશી નથી. ઇશ્વરની મરજીને તાબે થઇશજ.

**સુર.**—વાહ એ વાક્ય તે તું તારા જેવુંજ બોલી. (ઉઠોત્યારે.)

(કાન્તા તથા તરલા પ્રવેશ કરેછે.)

**કાન્તા.**—નમન કરૂંછું સ્વામિનાથ ! શી આજ્ઞા છે? (યૌવનશ્રીને) બેન ઝવાર.

**યૌવ.**—આવો બેન કાન્તા, બેસો. (પાસે બેસારે છે.)

**સુર.**—ભુવનાદિત્યનો અકસ્માત હુમલો થવાનો વખંત આવ્યાથી બેન યૌવનશ્રીને કોઇ નિર્ભય સ્થલે પોચાડવાં છે. ત્યાં તારે કાન્તે ! સાથે જઈ યથાશક્તિ ભક્તિ કરવાની છે.

**કાન્તા.**—એ વાતમાં વધારે શું કેહેવાનું છે.

**યૌવ.**—ના બેન તમે શીદ દુઃખ વેઠો છો.

**કાન્તા.**—અમારે તો તમારે સુખે સુખ ને દુઃખે દુઃખ, અહીંયાં કે દૂર પણ જો તમે દુઃખી તો અમારે સુખ શાનું!

**તર.**—માબાપ, મને ત્યારે અહીંયાં શીદ મુકોછો ? જે મારાથી નબળી પાતળી થશે તે ચાકરી કરી, મળશે તે મુઠીભાર ખાઇને બેશી રહીશ. મને જોડે આવવા દો.

**યૌવ.**—**સુર**—ધન્ય છે તરલા, તારી મરજી પ્રમાણે થશે. જા ઘોડા તૈયાર કરાવ. (જાયછે.)

**યૌવ.**—ત્યારે આજ આ મંદિર મેહેલને જો ન આવીએ તો છેલાજ ઝવાર. (રૂવે છે.)

**કાન્તા.**—એમ ધારવાનું કારણ શું છે? જય, તે વળી કોનો થનારછે?

**સુર.**—ચાલો, ચાલો વાર ન કરો.

**યૌવ.**—ત્યારે અન્તે એટલુંજ ઇચ્છિએ છિએ કે,—

इंद्रवंशा.

હે ચણ્ડિ! સર્વે પ્રમુખંગમાં વસો,
यौ.—का.—હે ઉગ્ર શંભો! પ્રભુ અંગમાં વસો;
હે ઇન્દ્ર! તારૂં પ્રભુમાં હજો બળ,
સંહાર થાજો સઘળું રીપુ-દળ. ૨૬

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—વન.

केटलाक भील, (પછીથી) सुरसेन, यौवनश्री, कान्ता, तरला.

१ लो भील—અલે! ઝાગીયોકે? સાલ ને ખોડનો ભારો વાઢી લીએ ડગરાં હું ખાહે!

२ जो भील—ઝાગતો હાંરે! હેલા હમારા ભાટના ગાણુંથી તાઝી નીંદર આવે.

३ जो भील—મેં મારો ભારો વાંઢીને મેલી સાંડયો સે. મને બેહવા દીએ.

४ थो भील—અરે તું ભાળ તો ખરો કી આ સુમાહાની લીલોતરીમાં ખોડ ભલું સે. ડગરાં ખાઇ ખાઇને તાઝાં થાહે.

३ जो—(આંખો ચોળતો) ઓરો આવ કાંય વતાડું! હેલા ઝાડને શીળે અંધારામાં દેહરાં રમે.

२ जो—આવની લો હવારમાં દેવ બાપજીને પોગે તો લાગ.
(સર્વે જુએ છે.)

बधा—હે મહારાજ! હે મહારાજ! દેવ મહારાજ હેલાકે.

१ लो—સાલો, દેહરાંજ હે.

२ जो—ઓ બાપરે ખાઈ જાય તો!!

४ थो—તને ખબર હાની! એતો મ્હેરે જઇએ તો દેહરાં પરગટ થાય.

૧ લો—પરગટ તે હું કામજ કાઢી નાંખે તે, હોલા!
બધા.—સાલો સાલો રોહડી કાઢો. (સંતાતા સંતાતા દોડે છે.)
(નજીક આવતાં ડરીને,)
૧ લો—અલે! સાનો રીયે નહિ તો હરાપ દેહે.
૨ જો—તારો વૈશ જાહે લે સાંનો રીયે.
૪ થો—એ કંઈ થો બોલે. ભાળું હાંભળ.
(એક ઝાડ પાછળ સંતાઇને સાંભળે છે).
(સુરસેન, યૌવનશ્રી, કાન્તા, તરલા પ્રવેશ કરે છે.)
સુર.—ઘોડેથી ઉતરી આ ઝાડતળે આપણે મુકામ કર્યો. પેલો આપણો સેવક અશ્વને પણ લેઇ ગયો તે ઠીક થયું, ફક્ત મારો ઘોડો રહ્યો છે તે તો મારે જોઇશુંજ.
યૌવ.—શું ત્યારે અહીંયાંજ અમને મુકી દેવાનાં છે કે?
સુર.—ના, ના.
કાન્તા.—બેન, આ વનના પ્રદેશપણ ખરેખરા મનને હરી લે એવા છે.
યૌવ.—હજુ વિકટ વેદનાથી વીધાતાં એમને ભુલી જવાશે. હાલ તો જુઓ.
તર.—ખરી કહી બા, જગમાં તો એમજ છે.
સુર.—મને તો, બેહેન! આજ સ્થળ નિર્ભય તથા નિકટ લાગે છે.
કાન્તા.—વળી બેન, આ વનમાં વિવિધપ્રકારનાં મનોરંજક ઠેકાણાંછે તથા પક્ષી, પશુ, ઝાડ, જનાવરની ઘણી બલીહારી છે, તે સૌથી આપણું દુઃખ હળવું થશે. તેથી જો તમને ગમતું હોય તો અહીંજ આપણે મુકામ કરીએ.
યૌવ.- ગમવા ન ગમવાના દિવસ, તો રાઇના પાડ રાતે વહી ગયા. હવે તો ન ગમતી ચીજોને પણ બળેબળે ગમતી કરવા વારો આવ્યો છે.
સુર.—ત્યારે આપણે થોડેક આગળ ચાલો એટલે આ વનના કોઈ માયાળુ વાસીઓને હું તમને સોંપીને જાઉં.

**૨ જો ભીલ.**—(છાને માને) એ મારા બાપ ! આ વગડો દેહ-રાંને હું પે, હગળાંને ખાઈ જાહે.

(એકદમ જઇને પગે પડેછે; બીજા ભીલ પણ તેમ કરેછે.)

**બધા.**—મહારાજ અમોને જાવા દો, જાવાદો; હમું તમારાં પોરીયાં સીએ. (સર્વે આશ્ચર્ય પામે છે.)

**સુર.**—અરે ઠાકેડાઓ, ક્ષમા શાની માગો છો ?

**૪ થો.**—આઇબા તું દેહરાંને હું પેસે તીમ ન કર.

**તર.**—અરે નાદાનો ! એશું ? તમે તમારારાજાનું લુણ હરામ કરશો?

**૨ જો.**—રાજોજીનો શેર તે રાજોજીની સાકરીને હારૂ, પણ કાંયદેહરાંના ભોગ હારૂ ?

**કાન્તા.**—(હસતી) નહિ, નહિ, ઠાકોરો હું તમારી વાત સમજીછું. ગભરાશો નહિ.

**સુર.**—હાં, સમજ્યા.

**યૌવ.**—પુત્રો ! મારા પેટમાં તો દુ:ખનો દવ બળે છે પણ તમારૂં આ વેળાનું અજ્ઞાન જોઈ મ્હો મલકયાવિના રેહેતું નથી.

**બધા.**—હેં અમે તમારાં પોરાં ! !

**તર.**—હા. એ આપણા રાજાધિરાજ જયચંદ્રરાજનાં માનવંતા રાણી યૌવનશ્રી છે, આ એમના ભાઈ સુરસેનછે, ને આ સુરસેનનાં પત્ની કાન્તા છે. હું એ સર્વની દાસી છું.

**ભીલ.**—અરેરે એમને અહીં આવ્યાનું હું ?

**યૌવ.**—આજ વાંકો દિવસ આવતાં વખાનાં માર્યાં અમે તમારે ઘેર પરોણાં છિયે. તમારાં લુખાં પાકાં લાડને મોટાં માની દિવસ ગાળીશું.

**૨ જો.**—બા હમારા લોક રે'સે તંઈ સાલો, હમારો મોટેરો તડવી તમારી સાકરી કરહે.

**કાન્તા.**—ઠીક છે. (સુરસેનને) સ્વામિનાથ ચાલીશું ?

**સુર.**—ઠીક ભાઇઓ ચાલો ત્યારે. (મનમાં) કાલક્ષેપ બહુ થયો. ઇશ્વરેચ્છાએ શું થાય છે તે જોઉં (ઊંચુ જોઇ) અહો કુલદેવતા સૂર્યનારાયણ પણ સહજ જણાવા લાગ્યા. (પ્રકાશ.)

**मालिनी.**

દલથીં તમહણુંતો, ચંદ્રનું તેજ હર્તો,
કમલ કરીં વિકાસી, ભૃંગને મુક્તકર્તો;
અતિશય થઈ તાતો, વિશ્વમાં પ્રેરીં પ્રાણ,
નરપતિસમ અભ્ર, જો ચઢે ભવ્યભાણ. ૩૦

માટે ઉતાવળ કરવી જોઇએ. ચાલો.

(સર્વે ચાલવા માંડેછે).

**कान्ता.**—(સ્વગત) સૂર્યવંદન કરતાં કરતાં પણ, જે તરફ એમના વિચારનું પૂર વહેછે તેનુંજ ભાન થઈ આંવ્યું.

**यौव.**—ભાઈ! આ ઘોરરાનમાં, આવા લોકોને આધીન મને મુકીને તું જઈશ? ના ના, એ વાત મારૂં મન માનતું નથી.

**सुर.**—જે કર્યાવિના ચાલે નહિ તેમાં માણસજાત નિરૂપાય છે. એમ ન કરવાથી તારે ભાઇ કેહેવા વારો પણ નહિ રહે.

**कान्ता.**—સ્વામિની ભકિતમાં અમારે તો સદાય તત્પર રેહેવુંજ ઘટે.

**तर.**—બા સાહેબ એ ખરી વાત છે. સુભગા કાન્તા તથા શ્રીસુરસેન જેવા રાજભકતો થોડાજ હશે.

**૧ लो भील.**—હેલાં અમારાં સાપરાં ભળાય; આપણ હો આવ્યાસે.

**सुर.**—સારૂં થયું કે આપણે ઝાઝું ચાલવું પડયું નહિ. બેહેન યૌવનશ્રીના કોમળ પગની મને ભીતિ હતી.

**यौव.**—જેને મારા ચીરાઇ જતા હૃદયની દરકાર નથી તેને મારા તુચ્છ પગની હોય એ ન સંભવે.

**सुर.**—અરરર ! આટલું કરતાં પણ હું આવું સાંભળુંછું? છેલે આજ વેળા ! શિવ શિવ શિવ, જો પૃથ્વી માગ આપે તો આ વેળે તેમાં સમાઉં, પણ બેન! તારા બોલ મેં સહેવાતા નથી. પણ...............

(બીજા કેટલાએક ભીલલોકો પ્રવેશ કરે છે.)

**भील.**—રામરામ બાબા હુરહેન.

સુર.—રામગામ ઠાકેડાઓ. (યૌવનશ્રી અને કાન્તા લાજ તાણે છે.)

ભીલ.—ઓહાન્યો! તમું હું કરવા લજવાઓ સે, બાબો હુરહેન હુઘળાંના બા સે. તમો હુમારી બોહોન સેં.

સુર.—(કરડેબોલે) આ મહાધિરાજ જયચંદ્રરાજનાં રાણી યૌવનશ્રી છે।

ભીલ.—ને તારી બોહોન।

સુર.—હા ભાઇ.

તર.—ને આ સૌભાગ્યવતી કાન્તા મહારાજ સુરસેનયાં પત્ની તેમનાં સખી છે.

ભીલ.—હમારાં ઘોરધન કે એવાં તાઝાં આઇબા હમારે સાપરે આવે.

સુર.—વખત બહુ ગયો છે; તેથી હું બહુ ઉતાવળમાં છું માટે તમને ટુંકામાં કહી લેઉં તે સાંભળી લો. તમે તમારો ધર્મ સારી પેઠે સમજો છો તેનો મને ભરોસો ન હોત તો આ૰ રાજબીજયુક્ત રાણીને હું અહીંયાં લાવતજ નહિ, એટલે તે વિષે તો કાંઇ કેહેવાનું નથી. ભુવનાદિત્ય ચઢી આવ્યો છે, તેથી મહારાજે એમને અહીં મોકલી દીધાં છે. વિશેષ વાત હવે તમને આ દાસી તરલા કહેશે. હું જાઉંછું તે જય પ્રાપ્ત કરી એ બદ્ધાંને ફરીથી લેઈ જઈશ.

ભીલ.—હી ફ્કરસે, આઇબા! હમું હારનારા ન હોય.ઝીવ ઝાય તોય હું થનારસેં. હમો તારી હારે આવીએ તો કેવું તાઝું.

સુર.—તમે અહીંયાં રહી તમારો ધર્મ બજાવશો એટલે, ત્યાં આવ્યા બરાબરજ થશે.

ભીલ.—જેવી તારી મરઝી

સુર.—રામરામ. ઠાકેડાઓ.

(જાય છે; ભીલલોકો વળાવવા સાથે ચાલે છે.)

સુર.—સર્વે વનવાસી જનો! તમે અહીંજ ઉભા રહો વિવેકનો આ વખત નથી, મારે ઘોડા મારી મુકી પવનવેગે જવુંછે, ને

(યૌવનશ્રી તરફ જોતો) હજુ રાણીસાહેબ વગેરેને કેટલુંક કેહેવાનું છે. (ભીલલોકો અટકે છે.)

(યૌવનશ્રીને.) (આગળ ચાલતાં)

ત્યારે તેં મને એવો કૂરજ ધાર્યો કેમ ?

**યૌવ.**—ભાઈ મારી અવસ્થામાં આવેલી ગમે તેમ લવે તેથી તારે ખોટું લગાડવું નહિ. જો ને, મારા કેવા હાલ થયા છેઃ-

**शिखरिणी.**

મને છાંડી આજે કઠણ દિલથી પ્રાણપતિએ,
ડુબાવી છે દુઃખે અતિકૂર થઈ કૂર વિધિએ;
પડી આ વેરાને, ઉપર નભ ભૂમિ રહીં તળે,
મુકી તું એ ત્યાં ને, ભગિની રડતી સત્વર પળે! ૩૧

**સુર.**—(ગદ્ગદિત થઇ) કાલ દહાડો વળશે. બધા દિવસ એક સરખા જતા નથી. આજ અવદશા છે તેને તાબે થવું એ આપણો ક્ષત્રીયનો ધર્મ છે. તને દુઃખી દેખી મારૂં મન હવે કહ્યું કરતું નથી માટે છાની રહે. (જરા હર્ષથી) જ્યારે ગડગડતે નિશાને ફરીથી તને પુરમાં પ્રવેશ કરાવું ત્યારેજ હું તારો ભાઇ ખરો, નહિ તો નહિ તું ધીરજ ધાર અને....

**कान्ता.**—બેહેન, .તમે શીદ આકળાઓ છો, કાલે સવારેજ મોટો ફેરફાર તમે જોશો.

**यौव**— (गरबी.)

"વળતાં બ્હાલમાંરે, નચાવ્યાં લલચાવ્યાં લોચન"—એ રાગ.

છાંડી રાજનેરે, આવી પાટ બધું વનમાંય,
તેથી દીલડુંરે, નવદાઝે, નવ કરમાય. ૩૨
પણ આ રાનમાંરે, દુખીઆરી છું ઓથ નકોય,
ટોળાથી છુટીરે હરણી, મિનવિણવારી હોય. ૩૩
પ્યારા નાથનીરે, તારી ભ્રાત થશે ગત કોણ,
જીવું અભાગણીરે,શિવ! શિવ! નાથથી જુદી અજાણ. ૩૪

કાન્તા—એવું મા વદારે, એવું છાજે ન વદવું વેણ,
શંભુને ભજોરે, હૈડે દુઃખને રાખે એન. ૩૫
ધીરજ ધારજોરે, દેખી ધીરજ તમ સરકંત,
દીલ વીંછાય છેરે, મુજ દુખનો પણ નવ અંત. ૩૬

યૌવ.— (ત્યારે) ઉના આંસુથીરે, આશા પ્રેમથી ભીનાભાઇ,
કે'જે નાથનેરે, પ્રેમઝવાર તું શીશ નમાવી. ૩૭

સુર.— (યૌવનશ્રીની પીઠે હાથ મુકી) છાની બેન છાની,

वसंततिलका.

આંખોવિષે ભગિનિ ! લેશ ન અશ્રુ આણુ,
માટે કિધું ઘટિત મંગલથી પ્રયાણુ;
અશ્રુતણા કણુસહે તુજ આંખમાંથી,
સર્વે ગરે ધિરજ જો મુજ અંગમાંથી. ૩૮

ને ખાત્રી રાખજે કે, (ખડ્ગપર હાથ મુકી.)

इंद्रवंशा.

આ ખડ્ગ શત્રુવધૂ-કેશ છેદીને,
આંખો થકી અંજન શ્યામ ફેંદીને;
સંહારીં શત્રુ થઇ રક્ત આવશે,
રાજી વિલુ તો પ્રભુપાય લાગશે. ૩૯

યૌવ.—ત્યારે શું કહું...........(જમીનપર ઢળી જાય છે.)

સુર.—અરેરે, તરલા! તું એને સાચવીને શુદ્ધિમાં લાવ. કાન્તે ! તને યૌવનશ્રી માટે શું વધારે કહું ?

(તરલા સંભાળે છે; કાન્તા પણ રૂવે છે.)

કાન્તા—એમાં તમારે શું કહેવું પડે તેમ છે ?

સુર.—કાન્તા! તારા મનમાં જે હોય તે કાઢી નાખ, રૂવે છે કેમ ?

કાન્તા—તમારા ધર્મમાં વિઘ્ન થવા હું રાજી નથી.

સુર.—અરે ! अनुष्टुप्.

પ્રેમ ને ધર્મ બેવચ્ચે, હીંદાલો હું બની રહ્યો;
ધર્મ સ્વામિભણી તાણે, પ્રેમથી અટકી પડયો. ૪૦

कान्ता.—ના ના, પણ હું તેમ વિઘ્ન થવા નથીજ ઇચ્છતી. તમે સુખે જાઓ.

सुर.— उपजाति.

મોઢું વદે બોલ બધા રૂપાળા, ન તે દિસે અંતરનીજ વાચા;
જે અંતરે ગાભત પ્રેમકહાણી,તે બોલતી આંખથી અશ્રુવાણી!૪૧

कान्ता—ત્યારે ખરૂં કહેવરાવો તો, મારા મનમાં ભાતભાતનાં સંકટ ને આપત્તિઓના ભય થાયછે; તેથી હું કહુંછું. મને તમારી સહીસલામતીની ખાત્રી કેમ ને કયારે મળશે ?

( યૌવનશ્રી ઉઠેછે. )

यौव.—અહો ભાઇ ! હજુ તું છે! લાવ તને એકવાર ભેટી લેઉં.

(તેમ કરે છે.)

सुर.—(પોતાને ગળેથી મોતીનો હાર કાઢતો) અમારા એકપત્ની વ્રતના સત્યથી સંધાયલો આ હાર, કુલદેવતા સૂર્યનારાયણ તથા સર્વ વનદેવતાની સમક્ષ, કાન્તે! તારા કંઠમાં આરોપુંછું જયાં સુધી એ દીવ્ય હારનાં મોતી વિખુટાં ન પડે ત્યાંસુધી જાણજે કે હું તારી પાસેજછું. બેહેન યૌવનશ્રિ ! તારે પણ એ હાર કામનો છે, કેમકે જયાં સુધી મારામાં જીવ હશે ત્યાં સુધી મહારાજનો વાંકો વાળ થનાર નથી.

यौव.—कान्ता.—(હર્ષથી) તમારો સર્વ રીતે જય થાઓ, આ તમારા શબ્દોથી અમારા મનમાં શીતલતા વળે છે, ને અમને એકાએક વિશ્વાસ આવેછે. તમે સુખે જાઓ.

सुर.—તમે પાછાં વળો. તરલા ! કાન્તા ! શું કહુંછું ?

( ઘોડો મારી મુકે છે, યૌવનશ્રી, કાન્તા તરલા, બીજા લોકોના ભણી જાયછે)

तरला.—બાસાહેબ ! તમે બહુ બહુ ગભરાટમાં આવી ગયાંછો, માટે ચાલો આમ; આ કુલઝાડોની ઘટામાં થઇને પેલા ભલા ભાયાતોને મળીએ.

यौव.—कान्ता—　　　　उपजाति.

સંયોગમાં જે સુખ વસ્તુ દેતી, વિયોગમાં નાખતી તેજ શેકી;
સૃષ્ટિલિલા, વાડી, ફુલો, ફુવારા, અંગારકેરી કરી અંગધારા. ૪૨

( એક ભીલ પ્રવેશ કરેછે. )

भील.—બોહેનસાબ! અહીં હુધળાં ઘોરૂં તમારાં સે'. આઘોરમાં સાલો તહાં તમુને હમારી બઈયિરો મળહે ને હવાશે. (જાયછે.)

## પ્રવેશ ૫ મો.

સ્થળ—રણભૂમિ.

हरदास.

हरदास—સુરસેન કયાં હશે, એ તરફની તો કાંઇ અડચણ નથી. જરૂર એ એની બેન વગેરેને મુકવા ગયેલો હશે. ઇશ્વરે આજ એવો યોગ આણ્યો કે હુંજ કરણરાજાની નજરે ચઢયો; ને મને આવી સારી એમણે પદ્દવિ આપવાનું કહ્યુ છે. તેની સરત, પણ બહુ વિકટ કરી છે. કોઈ રીતે બળથી તો એ સિંહ જેવો સુરસેન પકડાય નહિ. કદી કલથી માને ખરો. પણ હું જો એવી યુકિત કરૂં, કે મારૂં કામ પણ થાય ને પાટણનું પણ થાય, તો ઠીક, ડાહ્યા પુરૂષો એજ કહેવાય કે જે પોતાની સ્થિતિનો સારામાં સારો ઉપયોગ સ્વાર્થે ને પરમાર્થે કરે. સુરસેન મારો મિત્ર છે, ને આગળઉપર એકવાર એની સ્રીને લીધે મારે ઊંચાં મન થયાં હતાં, તોય આવા સાંકડા પ્રસંગે એનો વિશ્વાસ મારા ઉપર બેઠા વગર રેહેશેજ નહિ; જે કલંક એણે મને લગાડવું ધાર્યું હતું તેનું વેર વાળવાનો પણ આ ભલો પ્રસંગછે. એના વનમાં ગયાની વાત મારાવિના બીજું કોણ જાણે છે, ને જો હું પણ એની સ્રીને મધ્યરાત્રે કોઈ હલકી સ્રી જોડે જતાં દેખી, એનું પતિવ્રત કેટલું સાચું છે તે જોવા પાછળ ન ગયો હોત, તો એ મારા પંઝામાં પણ નજ આવત. વનમાં એનું તમામ કુટુંબ છે એ વાત ફસાવું કે

તરત એનું માથું ધડઉપર રહી શકે નહિ. એની સ્ત્રીએ મારા ઉપર, જે પોતાને લલચાવવાનો અપવાદ મુકી ઊંચાં મન કરાવ્યાં હતાં, તેનું વેર એ પ્રમાણે વળે તેમ છે. તોયે નહિ ! સુરસેન જેવો નિખાલસ મનનો માણસ બીજો કોઇ નહિ હોય, એનો શો વાંક ? આપણે એના ઊપર કંઇ ધારવું એ ખોટુંછે; એનો પ્રેમ ને વિશ્વાસ, અહા ! કેવાં દીવ્ય હતાં નેછે. ત્યારે મેં ધાર્યુંછે તેમ આ પ્રસંગનો સારામાં સારો ઉપયોગ શી રીતે કરવો? (વિચારતો) પાટણ તો પાયમાલ થઇ ગયું એનો પ્રતાપ આજ ધુળમાં રગદોળાયો, એ માતાને માટે શું મને ન લાગવું જોઇએ ? વળી એ કરણ જેવા વિષયી તથા અસ્થિર ને ડગુમગુ મનવાલા માણસનું શું ઠેકાણું ? એને માટે આપણે કાંઇ કરીએ ને પરિણામ કંઇકિ નીકળે. માટે એના વિષયમાંજ એનો નાશ કરાવવો ને પાટણનો પુનરૂદ્ધાર થાય તેમ કરવું. એજ ત્યારે, હવે હઠવું નહિ; મારો નિર્ણય થઇ ચુકયો. ઠીક છે, સર્વ રીતે એ તો ચોકડું બેસશેજ; માટે ફીકર નહિ. સુરસેનને હવે બધું સમજાવી દેવું જોઈએ, માટે સુરસેનને જઇને મળું. (આગળ ચાલે છે) અહો વિચારમાં ને વિચારમાં નગરના દરવાજાથી તો હું બહુ દૂર આવ્યોછું. સુરસેન ઘણુંકરીને આજ દરવાજે આવશે, માટે આગળ ચાલું. (ચાલેછે) (દૂરથી કંઇ અવાજ સંભળાય છે.) જોઉં એ કોણ છે.

(જાય છે.)

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—રણભૂમિ.

### સુરસેન—હરદાસ.

સુર.—અહો હવે સંગ્રામભૂમિ પાસે આવ્યાનાં શુભચિન્હ શરીર ઉપર થવા માંડયાં ! અંગઉપર પુલકેપુલક ઉભાં થઈ જાયછે,

કાળજું ફડફડે છે, ને લોહીનો ધમધમાટ, તો આમ સંભળાય છે. દિવસ ચઢી ગયો તેથી શંકા થાય છે જે શા સમાચાર હશે. મહારાજને મળું ને પછી એમના ચરણઆગળ મારૂં મૃત્યું થાય તોય શું ? સંગ્રામનાજ ભણકારા વાગે છે. જાણે રણતૂરનો ટેંટેંકાર મચી રહ્યો હોય–ઝબક ઝબક કરતાં ખાંડાં છટ્છટ્ શરીરમાં પેસતાં હોય–ડંકા ગડગડતા હોય–એમ લાગે છે. ધન્ય છે એ માતાને કે,--

वसंततिलका.

જેનાં જુએ નયન અંતરથી ઉલાસી,
ધારા કબન્ધથકી લોહીની પૂર્ણ વ્હેતી;
ખોતાં ન મસ્તક ડગે, નવ દીલ ચોરે,
એવો જણ્યો સમરભૂષણપૂત્ર જેણે. ૪૩

અહો દુંદુભિ સંભળાય છેઃ--

शार्दूलविक्रीडित.

મોટા મત્તગજેંદ્રત્રાડસરખો કંપાવતો કાયને,
જાણે મેઘવિઘટ્ટનારૂંવ રહ્યો વ્યાપિ બધે કાનને;
વૃક્ષોની ઘટ કુંજથી પ્રતિધ્વનિ જેનો પડે કાનમાં,
વાગે દુંદુભિનાદ થૂલ, વધતો શું સૈન્ય સંગ્રામમાં ! ૪૪

અહો સંગ્રામ ચાલ્યું (ઉતાવળો દોડે છે.)

અસ્થિમાં અટકયા થકી ખખડવું ખાંડાંતણું ખોખરૂં;
ભાલા ને બરછી લઇ, રિપુપુઠે સામન્તનું દોડવું;
ઝાઝા શસ્ત્રપ્રહારથી ગજતણું પીડાઇ ને ત્રાડવું;
વાજીનું હણુણાટથી અહીં તહીં વેગે કુદી દોડવું; ૪૫
વાગે દુંદુભિ ધૂલ છાય નભને, શસ્ત્રો ઘણાં ઉછળે,
જાણે ગડ્ગડતા ઘનાભ્રવચમાં વિદ્યુત્પ્રભા નીકળે;
ધારા શોણિતની વહે, મળી ઔલે પક્ષીપિશાચો ઘણાં;
એ સર્વે નજરે રહ્યું તરવરી, આ શબ્દ કાને જતાં. ૪૬

પણ હજી સંગ્રામભૂમિ આવી નથી. અહો આકાશમાં આ શું જણાય છે ?

मंदाक्रान्ता.

ભાસે ભાનું રૂધિરકણથી છાયલો રક્તઅંગે,
કાલાં અભ્રો, રૂધિરથકિ શું સે'જ રાતાશ મારે !
ચક્કે ઉડે સમળી, કકળે કાગડા, શ્યેન પુઠે,
ઝાલી પંજે, મુખથી કરડે ખોપરી ખોતરીને. ૪૭

ખરેખર એ ચિન્હ સંગ્રામ થતું હોય તે કરતાં, થઈ રહ્યું હોય તેનાં છે. અહો ! મુજવિના સંગ્રામ થઇ રહ્યું ? મહારાજ કેવા હર્ષમાં વિજયથી ખુશ થતા બેઠા હશે ! જયજયકાર થૈકાર થઇ રહ્યો હશે, વિજયશ્રીથી શોભી રહેલા દરબારમાં. પણ અરે ! વળી આ શું ! ! ( વિસ્મયથી. )

स्रग्धरा.

ઘાલી મોઢાવિષે ને, ટપકતી રૂધિરે, ખોપરી ચોટલીથી,
નાસે મ્હોઢેથી વ્હેતી, ટપટપ ગળતી લાળ સ્વાદે થયેલી;
કેડે બીજાં ફુલાવી પુછડી, ઘરઘરે ખેંચને તાણ કર્તાં.
એવાં દોડે શિયાળો સિમપર સઘળે, ઓળવા ખોળી લેતાં.૪૮

ઓ ઇશ્વર ! આ બધાં ચિન્હ સંગ્રામ સંપૂર્ણ થયાનાંછે. પણ કોણ જાણે શા કારણથી, મારા અંતરમાં હર્ષ છલકાઇ જવો જોઇએ, તે છેક ટાઢો પડી ગયો છે. કદાપિ એ સંગ્રામમાં જયનો સાધન હું ન થઇ પડયો તેછીજ એમ થતું હશે.

( હરદાસ પ્રવેશ કરે છે. )

हर.—મહારાજ ! સુરસેન ! એમજ છે.

सुर.—(વિસ્મયથી) અહો ! એ કોનો અવાજ ! એ બોલ સાંભળતાંજ મારી નજર આગળથી સઘળો સંગ્રામનો ચિતાર ઉડી ગયો અને આ કોણ?(જોઇને)મારી પાસે કોણ ઉભું છે?હરદાસ!

हर.—હા પ્રિયમિત્ર ! તમારી સામોજ આવતો હતો.

સુર.—શી વધામણી લાવ્યા છો, ભાઈ?

હર.—વધામણી તે શાની ?

સુર.—અરે એટલોજ તમારો બોલ મારા માથામાં જાણે મોટો સોટો વાગ્યો હોય એમ જ્ઞાનેન્દ્રિયને બ્હેરી કરી નાંખેછે.
(આંખે હાથ દેઇ રેહેછે.)

હર.—જેને માટે આપણો ઉપાય નથી તેમાટે હવે તમે શૂરાથઇને શું હઠી જાઓછો. તમારે તો હવે જે નઠારામાં નઠારો પણ કાલ હોય તેની સામાં છાતી કાઢી ઉભા રહેવું જોઇએ. તમારાઉપર આ ખબરથી ઘણી અસર થશે એમ જાણીનેજ હું તમારા સામો આવ્યોછું. ને વળી મારા મનમાંએ વેર વાળવાના બીજા ઉપાય રમીજ રહ્યા છે.

સુર.-(જાગીને) પ્રિય હરદાસ ! તમારા છેલા બોલરૂપી અમૃતથી મારૂં દીલ પુનરપિ જીવતું થયું. પણ તે પેહેલાં શું થયું તે સવિસ્તર કહી જાઓ.

હર.—ભાઈ જરા આગળ ચાલતાં હું તમને સર્વ સમજાવીશ.

સુર.—આગળ ને પાછળ, હવે આપણે લગભગ સંગ્રામભૂમિના છેડાઉપર ઉભેલા છીએ ને અહીંયાંજ મને બધું કહી દો.

હર.—તમારી સઘળી ધીરજ એકત્ર કરી સાંભળવા તત્પરથાઓ કે ભુવનાદિત્ય તમે આમ નગરબહાર થોડે દૂર પહોચ્યા હશો ને ચઢી આવ્યો. મહારાજ જયચંદ્રદેવ થોડાં ઘણાંઅંધાં સજ્જ થયેલાં માણસો લેઇ સામા થયા પણ તેમનો આત્મા સ્વર્ગવાસ પામ્યો.

સુર.-(નિસાસો નાખતો)અને એ ભુવનાદિત્ય અત્યારે નગરમાં છે?

હર.-હા મહારાજ.

સુર.—ત્યારે હું ખરો સામંત કયારે કેહેવાઊં કે મારા મિત્ર તથા બનેવીનું વેર,એભુવનાદિત્ય જોડેતુમુલયુદ્ધ કરી,વાળું ત્યારેજ. માટે ચાલો હરદાસ આગળ થાઓ. (ચાલવા માંડે છે)

હર.-તમારા શૂરમાં કાંઈ ખામી નથીજ, તમે બલવાન્છો એટલે

તમારે કશું અસાધ્ય નથી.પણ એ રાજા ધર્મયુદ્ધના નિયમ પાળતો નથી. એ તમારી સાથે યુદ્ધ પોતે જાતે ન કરતાં તમને તરત પકડાવી લેશે. ને કદાપિ વેર વાળવાનો વિચાર તમારા મનમાં ને મનમાં રહીજ જાય.

સુર.—ત્યારે શું મારે ન જવું ?

હર.—મને તો એમજ લાગે છે કે તમારે જવું નહિ. પણ આ પાટણની ભૂમિ હવે તમારેજ આશ્રયે છે તેની સંભાળ અન્ય રીતે લેવી.

સુર.—અરેરે બીચારી ભૂમિ !

શાર્દૂલવિક્રીડિત.

તારી આંખ અજાણી કુંડ, દુઃખથી રે'તી સદાયે હસી,
તું ઝાઝા પતિ-ભૂપ-ને વરી તથા નિત્યે કુમારી રહી;
તે તું આજ ઉપાડી કેશ રડતી રે ! ચંદકેરે જવે,
ફાટે દીલ રડી રડી પણ કહે છાની ખમા કો હવે ? ૪૯

(અશ્રુપાત કરે છે.)

હર.—એમ મા બોલો મહારાજ, તમે બેઠાછો ત્યાંસુધી એ ભૂમિ સનાથજ છે. એનું દુઃખ ભાંગનાર હવે તમેજ છો. એ માતા તમારીજ આશા રાખે છે.

સુર.—અરે દુષ્ટ દૈવ ! તેં મને મારા કર્તવ્યકર્મથી જુદો પાડવાનો પ્રસંગ આણી, આ દશાએ પોચાડયો, ત્યારે તે પેહેલાં મારૂં મૃત્યુજ શેં ના આણ્યું ? જયચંદ્રરાજ સન્મુખ પડી સ્વર્ગલોક પામ્યા તેથી હું નારાજી નથી પણ આ બીચારી ભૂમિની શી વલે ! અરેરે મહારાજ તમારા મ્હોની વાણી સફલ થઈ ! ખરેખર તમે દૈવની પેઠે જે ભવિષ્ય ભાખ્યું હતું તેજ થયું ! હવે શું કરવું તે પણ સમજણ પડતી નથી.

હર.—મહારાજ ! હાલ તો તમારા વિચાર બધા અસ્તવ્યસ્ત થઈ ગયેલા છે, ને આ શોકનો ઘા વળી તાજો છે એટલે તમે એમ ધારોછો કે હું કંઇ કરવાને શક્તિવાન્ નથી; પણ હું તમનેધીમે

ધીમે જે વાત કહું તેપર લક્ષ આપવા કૃપા કરો તો વેર વાળવાનો સરલ ઉપાય હું તમને બતાવું.

સુર.—હા ભાઈ તમે હમણાંજ એવી સૂચના કરી હતી ખરી. અમારાં દીલ તો ખરૂં જોતાં રીઢાં થઈ ગયેલાંછે. અમને મરણથી થોડોજ શોક થાય છે. પણ આ તો આવો નિકટ ઘા લાગવાથી મન કહ્યું કરતું નથી. મારી બેહેન તો સાંભળશે ત્યારે શુંએ કરશે ? તેનું મન શી રીતે મનાવવું તેની મને મોટી ફીકર છે. હું જનાર જયચંદ્રરાજ જે મોટું નામ મુકી સ્વર્ગવાસ પામ્યા તેમને રડતો નથી; હું રડુછું પાટણને, એમની પટ્ટરાણીને, ને મારી એમની સાથે ન જવાઇ શકાયાની દુર્ભાગ્યતાને.

હર.—સત્ય છે! પણ તમે હવે પાછળ રહ્યા છો તે સારાનેજ માટે. મેં તમે તમારા રહી ગયાનો સારો ઉપયોગ કેમ કરી શકો તે માર્ગ ખોળી કાઢચો છે.

સુર.—અહો આપણે છેક રણભૂમિ ઉપરજ આવી પડયા ! અરે આ ખોપરી. (દેખાડતો)

शार्दूलविक्रीडित.

જેમાં તર્કવિતર્ક રાજ્ય રણના વાંકા ચુંકા મ્હાલતા,
સંસારી સુખ પ્રાપ્ત થાય જગમાં તેની હતી જ્યાં સિમા;
રાતા, શ્વેત, કદાપિ શ્યામ નિપજે ગોળી ઉડી જાય જ્યાં,
તે આજે વરૂ વ્યાળ દંત કરડે, છે ધૂળ દુર્ગંધમાં. ૫૦

અરેરે,—

सोरठो.

ચઢતા જે શિરતાજ, ઝગ ઝગ ઝગ જ્યોતે થતા;
તેપર રે પ્રભુ ! આજ, ધૂલ ન ચપટી ઢાંકવા. ૫૧

હર.—મહારાજ ! જગતનું તંત્ર એવુંજ અસ્થિરછે આજહસવું તો કાલ રડવું એમ ઉત્તરોત્તર ચાલ્યાંજ જાયછે. એટલાજ

માટે આપને કહેવાનું કે નિરાશ ન થતાં જો ઉપાયમાં તત્પર રેહેશો તો આજ અવળોછે તે વળી કોઇ કાળે સવળોથઇજશે.

सुर.—યોગ્ય કહ્યું. પણ પેહેલાં મને એક વાત કહો કે મહારાજનું શવ પણ આવીજ દશામાં હશે માટે આપણે તેને કંઇ નહિ તો ભૂમિદાહ પણ દેઇએ.

हर.—એમના શવને સંભાળીને શત્રુઓ લેઇ ગયાછે, એટલે આપણે નિરૂપાય છીએ. સાંભળ્યું છે કે તેમનો વિચાર એ શવને કોઇ રીતે અપમાન પોચાડવાનો નથી એટલે આપ નચિંત રહો.

सुर.—પણ તેઓ કયાં હશે ?

हर.–એ ખબર હોત તો હું આપને ત્યાં ન તેડીજ જાત ?

सुर.–ફીકર નહિ; એમનો આત્મા સ્વર્ગવાસ પામ્યો એટલેપછી શરીરને જે થાય તેની થોડીજ દરકારછે. ખરેખર પણ આ ભૂમિને ડાકિની કહીએ તોય ચાલે, કેમકે–(તિરસ્કાર કરતો.)

**शार्दूलविक्रीडित.**

ખાધા અર્જુન કર્ણ લક્ષ્મણસખા રામાદિ ઝાઝા જનો,
ખાધા ન્યાયસભાસુભૂષણ વળી, દાતા અદાતાગણો;
ખાધા વંશ ઉજાળનાર સુતને, તોયે રહી ભૂખડી,
ખેંચે હાથ પસારી રોજ જનને, પામે જુવાની નવી. ૫૨.

हर.—મહારાજ એનો શો વાંક છે ? કાળક્રમે કરી નામ તેનો નાશ છેજ; એતો તમારા જેવા મહાત્માના હાથમાં આવતાં સુખી થાય છે નહિ તો એના જેવું બીજું કોઇ દુઃખી નથી. તમારે એનો તિરસ્કાર કરવો ઘટે નહિ. જુઓ.

**वसंततिलका.**

હાથે કુટે શિષ રડે મુકી પોક પોતે,
ને ત્રાહિ, ત્રાહિ, વદતિ જયચંદ્ર જાતે;
કયાં રોઊં દુઃખ, સુણશે મુજવાત કોણ ?
ને બાંહિ મુજ પકડે નહિ કો સુપૂત. ૫૩

સુર.—નહિ શા વાસ્તે ? મુજસરખા એના સેવક તૈયારજ છે. એને માટે શું કરવું તે કહો હરદાસ.

હર.—સાંભળો રાજ, આપ વનમાં પધાર્યા એ વાતનો સાક્ષી થવા મને દૈવે મોકલ્યો હતો.

સુર.—હેં, શી રીતે ? ( જરાક ગભરાય છે. )

હર.—મહારાજ ! તમે ગભરાશો નહિ. તમારાં ભગિની વગેરે કયાં છે તે હું જાણુંછું. નગરની બહાર હું ચર્ચા જોવા ફરતો હતો તેવામાં તમને જતાં જોયા. પણ તમારી એ વાત મારા અંતઃકરણમાં તાળાકુચીમાંછે એમ સમજી ફીકર કરતા નહિ.

સુર.—(મનમાં) ખરેખાત જો આ માણસનો વિચાર મને ફસાવવાનો હોત, તો એ તેમ સેહેલાઇથી કરી શકયો હોત; માટે નહિ મારા દિલમાં એના ઉપર જે અણવિશ્વાસ આવેછે તે ન આણવો. (જાહેર) તમારી વર્તણુંકજ કહી આપેછે કે તમારૂં કેહેવું યથાર્થ છે. હરદાસ ! તમસરખા મિત્ર થોડાજ હશે.

હર.—એમાં મહારાજ ! મેં કાંઈ કર્યું નથી અમથા બોલી સેવકના ઉપર પાડ ચઢાવશો નહિ.

સુર.—હાં આગળ ચાલો.

હર.—હું તમારો મિત્રછું એ વાત કરણરાજાએ જાણી; તે ઉપરથી મને બોલાવી તેમણે મોટી પદવિ આપવાનું કહ્યું.

સુર.—ને તેની સરત શી કરી ?

હર.—કે મારે તમને પકડી લાવી કેદ કરાવવા. ધિક્કાર છે, એ દુષ્ટની જીભ કાપવી ઘટે. પણ વખત એવો છે.

સુર.—ત્યારે તો તમે મને પકડવા આવ્યા હશો ?

હર.—મહારાજ ! તમારૂં મન શાન્ત રાખો, જરા પણ વિશ્વાસઘાતનો મારાં મનમાં હેતુ નથી. મારા મિત્રની, મારા રાજાની, ને મારી જન્મભૂમિની સેવા કરવાનેજ હું તત્પર થયેલોછું. શત્રુનો નાશ કરાવી પાટણનોવિજયતમારેહાથે કરાવવોએજ મારો હેતુ છે. તમારી ઇચ્છા હોય તો તમે અત્યારે પણ

ચાલ્યા જાઓ. હું એકલો તમને શી રીતે પકડી શકનાર છું ? પણ જો મારી સલાહ માનતા હો તો સાંભળો.

સુર.—મને તમારા ઉપર કંઇ શંકા નથી, જે વાત હોય તે ખુલાસેથી કહો.

હર.—મારો વિચાર એવોછે કે તમે મારી સાથે આવો, બંદીખાનામાં બેસો ને હું તમને એકાદ બે દિવસમાં અનુકૂલ પડયે વિદાય કરી દેઇશ, આમ થવાથી હું નિરપરાધી રહીશ અને જે સરત હતી તે પુરી કરી આપવાને લીધે કરણનો વિશ્વાસસ્થાન મિત્ર થઇશ. વળી કરણના પોતાનાજ ઘરમાં એક રત્નદાસ કરીને છે તે પણ કંઈ કારણસર આપણી પક્ષમાં લાગે છે. પણ તેને કોરે મુકીને વાત કરીએ તોયે કાંઈ ભય જેવું નથી.

સુર.—એમ કરવામાં ભય તો શાનો ? રખેને તમે છેતરાયા નહો.

હર.—હૃદયાધાર ! તેમ નથી તમને મુક્ત કરવાનો વિચાર મારા દિલ શિવાય કોઇ બીજું અદ્યાપિ જાણતું નથી. ને એ બંદીખાનાની જગીયા પણ મારી જાણીતી છે એટલે તેમાં સર્વ યુક્તિ થશે.

સુર.—ત્યારે તો ઠીક, પણ કદાપિ એકાએક મારૂં કાટલુંજ કર્યું તો?

હર.—તેવો પણ વિચાર છે નહિ. ને કદાપિ હોય તોયે તે થતા પેહેલાં તો તમે પાટણથી પચાસ કોશ વેગળા હશો. તમે મને તમારો મિત્ર જાણી મળવા આવો ને ત્યાં તમને પકડી લેવા એવી ગોઠવણ છે; ને મારે બહાર જતા રહી તાળાં કુંચી કરી લેઇ પેહેરો મુકવો.

સુર.—બસ છે ત્યારે હવે મારો નિર્ણય થઇ ચુકયો. આ ભૂમિને અર્થે જે થાય તે ખરૂં. તમે જે કરવાનું ધાર્યું છે તે અત્યંત સૂક્ષ્મદૃષ્ટિનું કામછે.તમારા જેવાકુશલભેદુ શત્રુનીપાસેરેહેશે એટલે અમારી સિદ્ધિમાં શંકા શાની? માટે યથેચ્છા કરો. સર્વ રીતે તપાસતાં તત્કાલ કરવાના કાર્યમાં ઝાઝો ભય લાગતો

નથી, ને હશે તોયે અમારે ક્ષત્રિયોને કયાં અમારી તરવાર જતી રહી છે? જે—

(वसंततिलका.)

મોટા મહારથી, ગણી તૃણ કાપી દેતી,
જે લોહવજ્, સહુ ભેદી સદાય વ્હેતી;
જે દક્ષિણાંગ ભુજ, સ્હાય વિપત્તિકાલ,
તે સર્વશત્રુ દમશે રહી મુજ હાથ.　　　પર

हर.—ત્યારે મહારાજ! સત્વર ચાલો.　　　(જાય છે.)

॥ इति प्रथमोऽङ्कःसमाप्तः ॥



## द्वितीयोङ्कः

### પ્રવેશ ૧ લો.

સ્થળ—કરણરાજાની છાવણી.

रत्नदास—हरदास.

रत्नदास—હરદાસને વળી કરણે પોતાની પક્ષમાં લેવાની યુક્તિયો ચલાવવા માંડી છે. એ હરદાસ એના મ્હો ઉપરથી ઘણો ભલા દીલનો માણસ લાગે છે. તેથી કરણરાજાથી છેતરાઈ જશે. જેમ હજારો બીજા માણસો એની ઉદારતાથી ને બડીબડી વાતોથી મોહી પડી એને દેવ જેવો માની અંદર છુપાયલા રાક્ષસી હૈયાને ઓળખ્યાવિના ફસાઈ પડેલા છે; તેમ એને પણ થશે. કરણે એને સુરસેનને પકડી લાવવાનું કામ સોંપ્યું છે, તે એ સ્વાર્થનો માર્યો કરશે તો ખરો; પણ એ જાણતો હોત કે કરણરાજા પોતાનો સ્વાર્થ થયા પછી એનાં ઉપર ભાવ રાખનાર નથી તો એ એવું કામ કદી કરત નહિ.

(હરદાસ પ્રવેશ કરે છે.)

હર.—નમસ્કાર ભાઇ રત્નદાસ !

રત્ન.—આવો હરદાસજી. શા સમાચાર છે ?

હર.—સારા. આપણે તો મોઢેથી બંધાયા તેના ગુલામ. મહારાજ કરણુરાજે જે આજ્ઞા કરી તે કરવી એમ નિર્ણયજ હતો.

રત્ન.—હરદાસ ! તમારૂં કામ અને મન મારાથી કયાં અજાણ્યું છે?

હર.—ખરી વાત, તમે ને હું કાંઇ આજજ મળ્યા છીએ તેમ નથી. ભાઈ આપણે આગળ કોઇ કોઇવાર મળેલા પણ તે ફક્ત રાજકાર્યના પ્રસંગેજ.

રત્ન.—હા એ વાત ખરી છે કે એવા પ્રસંગમાં સહજ અતડા રહેવું પડે છે, ને મન મુકીને વાત થતી નથી.

હર.—હું પણ એજ કહેવા જતો હતો. પણ હવે આપણે એકજ રાજાના સેવકવા મિત્ર છીએ એટલે આપણે વધારે સંબંધ થશે.

રત્ન.—હરદાસ ! તમારા પાટણનો પાયો આજ ઉખડી પડયો. જયચંદ્રરાજનો મુકુટ આજ ધૂળમાં રગદોળાયો. એ વૃત્તાન્તથી તમને કંઇ લાગતું નથી ?

હર.—લાગતું હોય તેને શું કરીએ, લાગે તો ઘણું એ છે, પણ બલવાન્ આગળ શું ચાલે ? વારૂં રત્નદાસ ! કરણુરાજા વચમાંના બધા દેશ જીતીને આવ્યા છે ?

રત્ન.—જયાં પોચું લાગ્યું ત્યાં સપાટો મારેલો; ને નહિતો સામ દામ દંડ ભેદ સૌએ વાપરેલાં. એ પણ રાજા છે એટલે રાજનીતિ પ્રમાણે વર્તે.

હર.—ત્યારે અમારા નગરમાં તો એમ સંભળાતું હતું કે બધા આસપાસના દેશના રાજાઓને ખંડીઆ બનાવી પોતે હવે પાટણુપર ચઢે છે.

રત્ન.—હા. પાટણ આગળ એકવાર માનભંગ થયેલું એટલે તે તરફ એમના કરતાં એમના પિતા ભુવનાદિત્યનો બહુ આગ્રહ હતો, ને લાગ તાકી રહેલા હતા.

હર.—પણ શા કામનું દગલબાજીથી ખેલ રમ્યા.

रत्न.—તમે જાણોજ છો કે ભુવનાદિત્ય અને કરણ જેવા પોતાની ઇચ્છા પ્રાપ્ત કરવામાં તે ઇચ્છા સારે માર્ગે સંપાદન થશે કે નઠારે તે વિચારતા નથી.

हर.—વાહ! ત્યારે કયાં જયચંદ્ર ને કયાં ભુવનાદિત્ય!

रत्न.—તમારા રાજાનાં પરાક્રમ અમે બહુ સાંભળેલાં ને તે સંભળાવી સંભળાવીને ભુવનાદિત્યને સહુએ ઉશ્કેરેલા.

हर.—અરેરે! પણ એમણે અવિચારમાં બહુ ખોટું કર્યું:-

**शिखरिणी.**

અમારી ભૂમિનો, ધરણ ધરતા શેષ સરખો,
પ્રજા સર્વે કેરો, જીવન સુખ આધાર સઘળો;
કુટુંબી બંધુનો સુહૃદજનનો જીવજ વળી,
મહાયુદ્ધોકેરો વીરરસ હણ્યો ચંદ મસળી. ૧

(અશ્રુપાત કરે છે.)

रत्न.—ચોખેચોખું કેહેવરાવો તો, તમે જ્યારે આટલી વિશ્વાસથી વાત કરો છો ત્યારે હું પણ કહું કે અમે ભુવનાદિત્યને અહીંયાં આવું ફલ પામવાની આશાએ લાવ્યા ન હતા.

हर.—નજ હો, તેમાં શી નવાઇ:-

**(इंद्रवज्रा.)**

જે યુદ્ધમાં રૌદ્રરસ પ્રવીણ, જે શૂરમાં વીરરૂપે પ્રસિદ્ધ;
જેનો સુણી શબ્દ પડે પ્રભંગ, શું ચંદ્રને જીરવશે દિનેશ!! ૨

रत्न.—ખરેખર એમજ અમે ધારતા હતા. અમે નિર્માણ કર્યું હતું કે આ યુદ્ધમાંથી પાછા જવાનું નથી. ને તેથી કેટલાએક તો,

**(हरिणी.)**

વિરહ દુખથી વિંધાતી જે યુવાજ્વર પીડિતા,
મુકતી નહિ જે બાંધ્યો પ્રેમે, પતિ રણમાં જવા;
અહહ સહુના તેના ત્યારે સુકેશ તજાવીને,
નયન ગળતે છેલા ભેટી, ચઢ્યા મરવા રણે. ૩

हर.—પણ આજ દૈવયોગે તમે કરેલી ક્રિયા અમને પેઢી, અને આ પાટણમાં આજ ઘેરેઘેર, રડારોળ થઇ કકળાણ થઈ રહ્યું છે; કોઇને માથે રાતી પાઘડી તો જણાતી નથી. સ્ત્રીઓએ શણગાર તજ્યા છે, દુકાનદારોએ ધંધો મુકયો છે ને સર્વે હા જયચંદ્રદેવ! હા પિતા! હા પુત્ર! હા પ્રિયપતિ! એવા દુ:ખાર્ત શબ્દે શોક આરંભેલો છે.

रत्न.—બહુ થયું હરદાસ મારાથી એ વાત ઝાઝી સાંભળી શકાતી નથી.

हर.—પણ ભાઇ મારૂં દુ:ખ હું કયાં રહું. વળી લોકો રેયોવનશ્રિ! રે કાન્તા! રે સુરસેન! એવાપણ પોકાર કરેછે, ને એ બધાનું શું થયું તે ન જાણવાથી ભાતભાતના તર્ક વિતર્ક કરે છે. મેં આજ રસ્તે જતાં એમ સાંભળ્યું કે કાન્તા તથા યોવનશ્રીને તો કરણરાજાએ પકડીને રાખી મુકેલાં છે.

रत्न.—હાં, એમપણ હોય. એ કરણવિષે સો સંભવે તેમ છે.

हर.—શું કરણરાજા એવા ખરાબ ચાલના? નહિ નહિ નહિજ હોય.

रत्न.—તમે અચકાઓ છો શા માટે? સૂર્ય ઉગે તે કાંઇ ઢાંકે રહેતો નથી. તેમ મહાન્ પુરૂષોની ચાલ સારી કે નરતી સર્વ ઠામ પ્રસિદ્ધ થયાવિના રેહેતી નથી.

हर.—અરેરે ત્યારે મારાં રાણી-માતા એવી અવસ્થામાં છે?

(અશ્રુપાતનો ડોલ ધાલે છે)

रत्न.—ના તેમ નથી. આ નગરમાં આવતાંજ યોવનશ્રી ને વિશેષ કરી કાન્તાની શોધ પ્રથમ કરી હતી. પણ તેમાં કાંઇ વળ્યું નથી. સુરસેનવિષે ભાળ કાઢતાં તમારૂં નામ સાંભળવામાં આવ્યું કે એ જાણતા હશે.

हर.—પણ હું તો ખરૂં જોતાં કાંઇ જાણતો નથી.

रत्न.—ત્યારે તો તમે એમને એમ પાછા આવ્યા હશો. અને બધો ખેલ કથળી જશે.

हर.—શો ખેલ તે તો કહો.

रत्न.—મારા મનમાં જે વાત છે તે તમને કેહેતાં મારી હીંમત ચાલતી નથી. (મનમાં.) પણ એવા નવા માણસની ઉપર કરણરાજા કાંય ભરૂસો મુકનાર નથી, ને જે હું કહીશ તે જો એ ફસાવી દેશે તો ઉલટો એજ મરશે. માટે એને જોઉં તો ખરો જે કેટલામાં છે.

हर.—તમને મારા ઉપર અણવિશ્વાસ આવે છે? તમે મને ગમે તે કહો પણ જો વિશ્વાસથીજ ચોખી વાત કહી તો પછી હું કોઇ પણ કાલે તે વાત મારા હોઠની બહાર લાવનાર નહિ.

रत्न.—ગમે તેમ હોય, તોય હું તમારૂં કેહેવું ખરૂં માની લેઊંછું.

हर.—ત્યારે કહો કે તમારા મનમાં શો ઘાટ ઘોળાય છે. તમે મારી સાથે પેહેલાં કેટલીક વાતચિત કરતા તે ઉપરથી તથા હાલના તમારા કેટલાએક બોલવા ઉપરથી પણ મને બહુ શંકા ઉત્પન્ન થાય છે.

रत्न.—તે શી?

हर.—એવી જે તમે કરણરાજાના મિત્ર છો કે નથી.

रत्न.—બહારથી તો મિત્ર ખરા. પણ અંદરથી નહિ.

हर.—ત્યારે તમારો શો વિચાર છે તે કહો.

रत्न.—મેં તમને કહ્યું તેમ એ કરણરાજા વિષયી છે, તેથી મારે ને એને ગુપ્ત વૈર છે, ને તમે પણ માત્ર દેશકાળ પ્રમાણે વર્તી અંદરના છેક ઊંડા હેતુથી કરણરાજાની સરત કબુલ કરીને એનો વિશ્વાસ પ્રાપ્ત કરવા તૈયાર થયેલા છો.

हर.—હા. જેમ તમે ધારો છો તેમજ છે રત્નદાસ! ત્યારે હવે આપણા બન્નેના હેતુ એકજ હોય એમ મને લાગે છે.

रत्न.—હા. કરણનું મૃત્યુ સાધવું એટલું તો નહિ પણ એનું તમામ રાજ્યપાટ ખોવરાવવું એ મારો હેતુ. પછી એ રાજ્યપાટ લેનાર ગમે તે હોય. પણ હવે તમે મારા મિત્ર થયા તેથી અલબત જયચંદ્રનાં વંશનું કોઇ ગાદીએ આવવું જોઇએ.

हर.—યથાર્થ. પણ ભાઈ તમારે ને કરણરાજાને આટલે સુધી ક્યારથી આવી ગઇ છે.

रत्न.—તમને ખબરજ હશે કે કરણરાજાએ આગળ એક સ્ત્રી ઉપર બલાત્કાર કરવા માંડેલો અને તે અબલાયે એનાથી પીડાઇને પોતાનો અંત આણ્યો.

हर.—શિવ ! શિવ ! શિવ ! ( મનમાં ) ત્યારે મારી ધારણામાં પણ કેમ થશે ?

रत्न.—એ રતિની બરોબરી કરનાર અનુપમ અંગનાને ને મારે ગુહ્યપ્રેમ હતો ને તે એટલો બધો કે હદ. (અશ્રુપાત કરે છે.)

हर.--ભાઇ તમે એવી વાત સંભારી અમથા દલગીર ન થશો.

रत्न.—મારી દલગીરી આજ બે ત્રણ વર્ષ થયાં તોય એક તલપૂર પણ ઘસાઇ ગઇ નથી.

हर.--આવા પ્રકારનો શોક કાલાન્તરે ઘસાતો નથી, પણ વારંવાર શોચ્ય વસ્તુનું મનન થવાથી વૃદ્ધિ પામે છે.

रत्न.--એટલુંજ નહિ પણ એ પ્રેમરૂપી કોમળ અંશમાંથી મારા દીલમાં ઘણી ક્રૂરમાં ક્રૂર વૈર વાળવાની ઉત્કંઠા ઉત્પન્ન થઇ છે.

हर.--હવે હું સર્વ સમજ્યો. તમે હવે શું ધારો છો તે કહો.

रत्न.--એટલુંજ કે તમ સરખા મિત્રની મદદનો હવે સારો ઉપયોગ કરવો.

हर.--હું તમને સર્વ રીતે મદદ કરવા તત્પર છું. અરેરે ! તમે જે પેહેલાં કરણરાજાના મિત્ર હતા તે આમ એના શત્રુ થઇ બેઠા એ કેવું કેહેવાય !

रत्न.--સંસારમાં ખરો મિત્ર મળવો બહુ દુર્લભ છે. ને તેમાં વળી રાજા તે મિત્ર કેહેવાયજ નહિ. માંકડાની કોટે હાર રહે તેટલી ઘડી રાજાના દીલમાં મૈત્રીનો અંશ રહે.

हर.--પણ એ સંબંધ તોડાવનાર માત્ર એક સ્ત્રીજ નીકળી. જ્યાં ત્યાં એવા ને એવા સ્ત્રીઓને લીધે બહુ બહુ વિરોધ પડે છે.

( વિચારમાં પડી જાય છે. )

रत्न.—કેમ હરદાસ ! શા વિચારમાં પડી ગયા ?

हर.—એવા કે,

( मंदाक्रान्ता. )

બાંધેલી જે કપટ કુડની પેટી સુવર્ણ કેરી,
જુઠી વાણી તણી નદી સદા પૂરથી ઉભરાતી;
રૂપે રંગે કપટ પ્રીતિથી સત્ય જુઠા ગુણેથી,
નારી નારી સકલ જનમાં કલેશકારી નઠારી. ૪

रत्न.—એમ મા બોલો, ભાઇ,

( मंदाक्रान्ता. )

સંસારીનું જીવન સુખ છે; સ્વર્ગઅંશી પુરી છે,
ભેદાએલા હૃદયતણીએ ઔષધી પાધરી છે;
નાની નાની મૃદુ રમતની વાડી વિશ્રામકાલ,
રાણી એ છે ઘર ધરતણી માનિની સર્વ કાલ. ૫

हर.—ત્યારે તમારા ને મારા અનુભવમાં જે ફરક છે તેને લીધે તે અનુભવના સંસ્કાર પણ જુદાજ પડ્યા છે.

रत्न.—એ તફાવત કેવા પ્રકારનો છે, હરદાસ ?

हर.—તમને એવી સ્ત્રી મળી કે જેની પ્રીતિમાં તમે તમારા એકવારના ખરેખરા મિત્રના પણ શત્રુ થઇ ગયા; ને મને એવી સ્રીનો પ્રસંગ પડયો કે જેણે મને મારા મિત્રથી એકવાર દૂર કરાવ્યો.

रत्न.—એવી તે કોણ સ્ત્રી હતી ?

हर.—મારા પ્રિય મિત્ર સુરસેનની પત્નિ કાન્તા.

रत्न.—વાહ ! શું એ તે સંભવે ?

हर.—ન કેમ સંભવે. મારા એવી શ્રેષ્ઠ ગણાતી સ્ત્રીના અવળા અનુભવને લીધેજ મેં તમને સ્ત્રીનું રૂપ એવું કહી બતાવ્યું.

रत्न.—ત્યારે કહો જો ખરા કે તમારી વાતમાંથી અમે પણ ગાંઠ વાળીએ.

हर.—અમારે, એટલે મારે ને સુરસેનને વિશેષ પ્રસંગ થતાં કાન્તા

નો પણ સમાગમ થવા માંડયો; અમારા સુખની સીમા પણ રહી નહિ. તમ સરખા અનુભવીજ પ્રીતિ સુખનો રસ સારી રીતે સમજી શકે. એટલામાં મારા દુર્ભાગ્યે, કે પછી મારા દુષ્ટ ગૃહે કે પછી અમારી પ્રીતિના અદેખા માણસોની શિખવણીથી કે કોણ જાણે શા કારણે મને અવળી બુદ્ધિ સુઝી. કાન્તાની કાન્તી, તથા ગુણથી હું બહુ પ્રસન્ન થતો. એનામાં જે એની સાથે સંબંધમાં આવે તેને ખુશી કરવાનો મોટો ગુણ છે. તે પ્રમાણે એણે મારા ઉપર સર્વ રીતે પ્રેમ દર્શાવવા માંડયો. કાલાન્તરે એ પ્રેમ એટલો બધો વધી ગયો કે મારો વિચાર મલિન થયો; ને હું જાળમાં ફસાવાની તૈયારીમાં આવ્યો. મેં કાન્તાને ખુલ્લે દીલે મારો અંતરનો હેતુ કહી દીધો. મારા બીજા સંબંધીઓ મને કાન્તાનો વ્હાલો મિત્ર ગણવા લાગ્યા, ને ધારૂં છું કે મારી પ્રીતિ તોડાવવાને સારૂં મને મારા કાર્યમાં ઉશ્કેરવા લાગ્યા. કાન્તાના પતિવ્રત વિષે મારા મનમાં બહુ બહુ શંકાઓ હતી તે દ્દઢ થવા લાગી. એટલામાં બધી વાત પેલા મને ઉશ્કેરનાર દુષ્ટ મિત્રોએ સુરસેનને કહી દીધી. સુરસેને કાન્તાને ધમધમાવીને પુછયું તો કાન્તાએ સર્વ માની દીધું;' ને વાંક મારે માથે ઢોળી પાડયો. વિશેષ વાર્તા બનેલી નહિ તેથી એનું પતિવ્રત સચવાયું.

રત્ન.—અરેરે, માણસ જાતની નબળાઇ કેવડી મોટી છે! તમે પણ આમ અવળે માર્ગે ચઢી ગયા.

હર.—ખરે હું તે વેળે તો એટલો દલગિર થઇ ગયો કે સુરસેનને મ્હો પણ ન બતાવી શકયો. મેં સુરસેન આગળ સર્વ વાત કબુલ કરી સત્ય વાત એને તો સમજાવી. મોઢેથી એણે મને માફી બક્ષી, પણ એના અંતરનો વળ ઉતર્યો નહિ.

રત્ન.—પ્રીતિ રેશમના દોર જેવી છે, તુટે તો સંધાય ખરી પણ વચમાં ગાંઠ રહી જાય.

હર.—હા ભાઇ, ને અહીં પણ તેમજ થયું. પછી ધીમે ધીમે

હું સુરસેનથી એટલો જુદો પડયો કે મારે હાલ તો એની સાથે માત્ર લટકસલામીઓ વ્યવહાર છે. પણ એટલું તો મારા મનમાં નક્કીજ છે, કે મને મારા કર્મનો ખરો પશ્ચાત્તાપ થયો છે ને થાય છે એ હું સુરસેનને કોઇવાર બતાવી આપીશ.

**રત્ન.**—ત્યારે તો તમે હાલ જે કામ માથે લીધું છે તેનો મર્મ સમજાઇ ગયો.

**હર.**—સુરસેનને મેં અત્યારે તો બંદીખાનામાં બેસાડેલો છે પણ એને એમ વચન આપીને લાવ્યો છું કે હું તને એકાદ બે દિવસમાં અણિશુદ્ધ છોડાવીશ.

**રત્ન.**- હાં! સુરસેન અત્યારે નગરમાંજ છે? ઠીક થયું. હવે તમારાઉપર કરણનો વિશ્વાસ કેવો થાય છે તે તમે કાલેજ જોશો.

**હર.**—હું એટલુંજ ઇચ્છું છું.

**રત્ન.**—પણ તમે સુરસેનને કેમ કરીને છોડાવશો?

**હર.**—એ વાતમાં તમારે ફીકર કરવી નહિ.

**રત્ન.**—તમારી બુદ્ધિ ઘણી કુશળ દીસે છે. જુઓને હરદાસ! એજ બુદ્ધિથી આ વેળે શત્રુવત્ થઇ ગયેલો સુરસેન પણ વિશ્વાસથી બંધાયો.

**હર.**—ન બંધાય તો. એ શે કામે ગયો હતો, કયાં હતો, ને એનાં કુટુંબી કયાં છે તે વાત હું જાણતો હતો, તેથી હું એને ધારૂં તે નુકશાન કરી શકું એમ છે એમ વિચારીને, તથા મેં તમારૂં નામ દેઇ કહ્યું કે અમે કરણરાજાનો નાશ હરેક પ્રકારે કરીશુંજ તે વાતઉપર વિશ્વાસ રાખીને એ આવ્યો. અને અદ્યાપિએ મારે કેહેવું ઘટે કે સુરસેન પ્રકૃતિથી તો ઘણો ભોળો, તથા વિશ્વાસુ માણસ છે.

**રત્ન.**—ત્યારે તો બહુ સારૂં. તમે મને સુરસેનનો મેળાપ કરાવો તો ઠીક.

**હર.**—ઠીક છે, હું લાગ જોઇને તેમ કરીશ.

रत्न.—એમનાં કુટુંબી કોણ છે ને કયાં છે તે હવે કહો તો હું તમને બીજી યુક્તિ બતાવું.

हर.—એ વાત હવે તમારાથી છાની રાખવામાં મને શો લાભ છે? એની બેહેન યૌવનશ્રી, તથા એની પત્નિ કાન્તા બન્ને વનવાસમાં છે. તેને મુકીને સુરસેન આવ્યો ત્યારે તો યુદ્ધ થઇ રહ્યું હતું ને હું સામો મળ્યો.

रत्न.—વાહ સુરસેને બહુ ડહાપણ કર્યું, એમ સાંભળ્યું છે કે યૌવનશ્રીને ગર્ભ છે, એટલે અલબત આપણી ધારણા પુરી થાય ખરી.

हर.—શા વાસ્તે નહિ? ઈશ્વરેચ્છા હશે તો સર્વ થશે.

रत्न.—ત્યારે તમારે સુરસેનને તમારી મૈત્રીની ખરીજ ખાતરી કરવી હોય તો એને છોડવો એટલુંજ નહિ પણ એની કાન્તાનું પતિવ્રત કેટલામાં છે તે પણ બતાવી આપો.

हर.—શી રીતે.

रत्न.—આપણા કરણરાજા, જે કેહેશો તે કરવાને તૈયારના તૈયારજ છે. કાન્તાને પકડી લાવી કરણને તાબે કરી દો, ને પછી પણ જો એ એનું વ્રત સાચું હશે તો ડગશે નહિ.

हर.—સત્ય છે. પણ સુરસેનથી એ વાત આપણે બહુ ગુપ્ત રાખવી.

रत्न.—અલબત તેમ ન થાય તો આપણો શ્રમ વ્યર્થ જાય ને સવળું કરતાં અવળું થઇ બેસે.

हर.—ને વળી મને બીજી વાત એમ સુઝે છે જે કાન્તાનો કાંઇ નિવેડો આવે કે તરત મારે એને મળીને એને અજાણ્યા થઈ છોડાવવાનું પુછવું.

रत्न.—બરાબર છે. આપણે તે વેળે સુરસેનને બોલાવી લાવીશું. ત્યાં સુધીમાં સુરસેને પણ થોડાં માણસ ભેગાં કર્યાં હશે, ને બીજી મદદ આપણે આપીશું. આ રીતે કરણરાજાનું મૃત્યુ થશે એટલે આપણું વૈર વળશે, સુરસેનને પાટણની ગાદી પાછી મળશે, ને તમારી મૈત્રીનું પુનરૂજ્જીવન થશે.

હર.—એ દિવસે હું મારો જન્મ ફરી થયો માનીશ. પણ ભુવનાદિત્ય આપણને જંપવા દેશે નહિ.

રત્ન.—આજ સવારમાંજ એમ ઠરાવ સંભળાયો છે કે કરણરાજાને પાટણનું રાજ્ય સોંપી ભુવનાદિત્ય કલ્યાણ તરફ પાછા જનાર છે.

હર.—ત્યારે તો ઠીક. પાટણના લોક એકવાર સુરસેનનું મુખારવિંદ જોશે તો પછી ભુવનાદિત્ય ને બધાય ઝખ મારે છે.

રત્ન.—ત્યારે હાલ આપણે કરણરાજાને વધામણી ખાઇએ, ને કાન્તાનો વેત ઉતારીએ.

હર.—ઠીક છે. ને સુરસેન વિષે કાલે કે પરમ દિવસે ગોઠવણ થશે.

( જાય છે. )



## પ્રવેશ ૨ જો.

સ્થળ—કરણરાજાના મેહેલનું દિવાનખાનું.

**करण, मित्रो, ( પછીથી ) रत्नदास, हरदास.**

करण.—( એક મિત્રને ) યાર, કાન્તા તો જડી નહિ હો.

૧ मित्र.—તેમાં શી ફીકર છે? કાન્તા જેવી તો કરોડ મળશે.

૨ जो—તોયે કાન્તા તે કાન્તા ને બીજી તે વાતો.

करण.—મારો વિચાર એવો હતો કે આપણા યુદ્ધમાં મરણ પામેલા મિત્રોની ઇષ્ટી કરવાને દિવસે એને અધિષ્ઠાત્રી બનાવી હોત.

૧ लो.—એ શિવમાર્ગીઓ તો જગદંબાનો પ્રસાદ ન લે.

૨ जो.—ત્યારે તો અમથી હુજ્જત થઇ જાય ને કંઇ ફાવે નહિ.

करण.—ને વળી મને ત્યારે શંકા થાય છે કે એ આપણને આપણા સ્વચ્છંદે એની સાથે વર્ત્તવા પણ દેત નહિ.

૧ लो.—હા એમજ.

करण.—પણ દોસ્ત મારૂં દિલ એને એકાદ વાર સપાટામાં લીધા વિના તો ઠેકાણે બેસનાર નથી. મેં ભલભલી રતિ સરખી રૂપાળીના મદ તજાવ્યા છે તો એ કોણ માત્ર છે.

૧ લો.—પેલો હરદાસ આપણી પક્ષમાં હવે આવ્યો છે તે કાંઇક જાણતો હશે.

**करण.**—ઠીક કહ્યું, એનેજ આપણે સાધીશું. હાલ તો ત્યારે આવો આપણી સઘળી દલગીરી અંબાના પ્રસાદ વડે દૂર કરીએ.

૧ લો.—મારો પણ એજ વિચાર હતો.

૨ जो.—વાહ એ લજ્જત, એ મઝે, બેવકૂફ લોકો અમથા છીટ કરે છે ને સમજતા નથી કે એમાં કેવી મઝા છે.

**करण.**—( હાંથમાં મદ્યનો પ્યાલો લઇ ) અહો આ ચંદ્રના અજવાળામાં કેવો દીસે છે, ને વળી—

**( शार्दूल विक्रीडित. )**

જેની દૈવી મિઠાશ શ્રેષ્ઠ ગણીને મધ્યે ડુબ્યો ચંદ્રમા,
ને પી વારૂણી ડોલતો ડગ ડગે, ગાતો શકે એ મઝા;
આવી સાગરમાંથી બેન ગણતો ધિક્કારતો ના કદી,
તેને માનવ મર્ત્ય જે તુછ ગણે તે છે ભુંડો પાતકી. ૧

૨ जो.—વળી લક્ષ્મી પણ સુરાની બેહેન થાય, માટે જયાં જયાં લક્ષ્મીદેવીનો વાસ હોય ત્યાં ત્યાં સુરાનુંજ નૈવેદ્ય મુકવું ઘટે.

૧ लो.—પણ એ શાસ્ત્રાર્થ ન સમજનારા મૂઢ માણસો એમ જાણે છે.જે એમાં પાપ છે.

**करण.**—જે અંબાએ એનાજ બળે મોટા દાનવ દૈત્યોને હણી આખા જગત્‌ને સંતોષ ને શાંતિ પમાડી તે અંબાની વિભૂતિને કોણ તુચ્છ ગણનાર છે ? જે અંબે ! (કહીને મોઢામાં પ્યાલો ઠાલવે છે) (ફરીથી ભરીને) ( ૧ લાને ) લ્યો ભાઇ ઉઠાવો તમે.

૧ लो.—જે, જગદંબા ! તારી પ્રસાદીનું ફળ કરણ રાજાને સર્વ રૂપ શિરોમણિ સ્ત્રીની પ્રાપ્તી રૂપ થજો. (પીએ છે.)

૨ जो.—(હાથે પ્યાલો ભરીને)મારી પણ એજ ઇચ્છાછે.(પીએછે.)

**करण.**—વળી તમે જાણો છો, આજનો સુધારો એ અંબાનુંજ સાક્ષાત્ સ્વરૂપ છે. માટે, પેલા નઠારા વ્હેમી લોક મદ્યને ધિ-

સ્ફુરે છે, પણ, ખરા સુધારાનું ભૂષણ તો એ જગદંબાની વિભૂતિજ છે.

**२ जो.**—સત્ય કહ્યું મહારાજ!

(અનુચર પ્રવેશ કરે છે.)

**अनु.**—ઘણી ખમા યુવરાજ કરણરાજને. આજ્ઞા મહારાજ! હરદાસ તથા રત્નદાસ આવે છે.

**करण**—પ્રવેશ કરાવ.　　(અનુચર જાય છે.)

(હરદાસ તથા રત્નદાસ પ્રવેશ કરે છે.)

**रत्न.**—જયજયકાર વર્તો કરણરાજ યુવરાજનો.

**हर.**—જયજયકાર થાઓ તમારા વિજયનો.

**करण**—આવો રત્નદાસ, આવો હરદાસ, આ આસને બેસો. કેમ હરદાસજી શા સમાચાર છે?　　(બેસે છે.)

**हर.**—સારા.

**रत्न.**—સુરસેન કંઈ યુદ્ધમાં મરાયો નથી. એતો એના કુટુંબ સમેત જીવતોજ છે.

**करण**—હાં, એમ કે હરદાસ. આપણે પ્રથમથી જેમ ધારતા હતા તેમજ છે.

**हर.**—હા મહારાજ.

**करण**—એના કુટુંબમાં કોણ કોણ છે?

**हर.**—યૌવનશ્રી એની બેહેન, તથા એની અતિશય રૂપવતી સ્ત્રી કાન્તા.

**रत्न.**—એટલાં તો હવે વનમાં એકલાંજ પડી રહેલાં છે. ને સુરસેન તો મહારાજ અત્યારે આ પળે પાટણમાં બંદીવાન છે.

**करण**—વાહરે હરદાસ! તમે પણ ઘણી બહાદુરી કરી.

**हर.**—મહારાજ! એ સિંહ જેવાને પકડવો એ નાનીસુની વાત નહિ.

**रत्न.**—ને જો હરદાસ જેવા યોગ્ય અને વિશ્વાસુ મિત્રની તને સહાય ન મળી હોત તો તમારૂં કાર્ય સરનાર નહતું.

માત્ર હરદાસની ઉપર વિશ્વાસ રાખીને સુરસેન નગરમાં આવ્યો; ને ફસાયો.

**करण**—હરદાસ ! તમને શું ઇનામ આપું ?

**हर.**—એવા તુચ્છ ઇનામ સારૂં મેં આ કાંમ કર્યું નથી. મહારાજની નિરંતર હું સેવા કરૂં ને તે કરવાને પાત્ર ગણાઊં એટલીજ બક્ષીસ માગું છું.

**करण**—ધન્ય છે હરદાસ ! તમે હવે નિઃશંક મારા શુભમિત્ર મંડલમાં મઝા કરો ને ઇચ્છાનુસાર મોજ મારો. તમે મારો પુરેપુરો વિશ્વાસ આ પ્રમાણે તમારા મિત્રને પણ મારે સારૂં ફસાવીને સંપાદન કર્યો છે.

**हर.**—(મનમાં) પણ મૂઢ સમજતો નથી કે મિત્રને હું ફસાવું કેમ ? ને કદાપિ જો મેં મારા મિત્રને આજ ફસાવ્યો તો કાલે એનો પોતાનો વારો પણ આવશે. (જાહેર) મહારાજનો બહુ ઉપકૃત છું. (હાથ જોડી નમન કરે છે.)

**करण**—(પોતાના અસલ બે મિત્ર તરફ આંગળી કરી) આ અમારા બે મિત્રોને તથા આ રત્નદાસને તો તમે ઓળખતા હશો.

**हर.**—રત્નદાસ સાથે તો મારે બહુ વર્ષથી સહજ ઓળખાણ છેજ ને આ તમારા મિત્રોથી પણ હું છેક અજાણ્યો નથી.

**रत्न.**—ત્યારે મહારાજ ! સુરસેનનું શું કરવું ધાર્યું છે.

**करण**—મને હાલ તો પિતાજીને મળવાની ફુરસદ મળી નથી. પણ હું એમને મળીશ ત્યારે એ વાતવિષે નક્કી વિચાર કરી લાવીશ. તોયે તમારો શો અભિપ્રાય છે તે કહો, કે હું પિતાજીને એ વાતવિષે સમજાવવા તત્પર થઇ રહું.

**हर.**—મારો વિચાર એવો કે એ સુરસેનને જો છુટો મુકયો તો ઊધાંચતાં કર્યાવિના રેહેશે નહિ.

**रत्न.**—અરે જોજો છુટો મુકવાનો વિચાર કરતા.

**२ जो. मि.**—છુટો તો શું પણ એની પાસે સરખુંએ કોઇને જવા દેશો નહિ.

૧ લો.—મારો અભિપ્રાય એમ છે (જરા દારૂના ઘેનમાં ડોલતો કે....એ એની બા........ય......:.ડી આપી દે તો જવા દઇએ. બડી ગ....મ્મત ઉડે....યાર !

करण—(બીજા મિત્રને) (કાનમાં) આપણા દોસ્તને હવે અહીં-થી તમે સમજાવીને લેઇ જાઓ. નહિ તો હરદાસ આગળ પોકળ વેરાઇ જશે. (૨ જો ડોકું હલાવી હા કહે છે.)

૨ जो.—(૧લાને) ભાઈ આપણે ભોજન કર્યાવિના આવ્યા છીયે તેથી ચાલો. (ઉઠાડે છે.) (૧લો ઉભો થાય છે.)

૧ लो.—કરણરાજા પેલીનું....કાંઇક....ચોકડું....બેસાડજો........

૨ जो.—નમસ્કાર હરદાસ, રત્નદાસ. (હરદાસ તથા રત્નદાસ નમસ્કાર કરે છે.)

करण—ભાઇઓ તમે પરવારીને વેહેલા થજો.

૨ जो.—ઠીક મહારાજ. આજ્ઞા? (પેહેલો તથા બીજો જાય છે.)

रत्न.—કેમ આજ કાંઇ ખુબ ગમત ઉડી જણાય છે.

करण—ના ના એમ તો કાંઇજ નહિ.

रत्न.—આપણે હરદાસથી કંઇ છાનું રાખવાનું કારણ નથી. હર-દાસ સમાન બીજો મિત્ર તમને આજ સુધી મળ્યોજ હશે નહિ.

हर.—મહારાજ ! મારીઉપર આપ અણવિશ્વાસ શીદ રાખો છો?

करण—(જરા આવેશમાં) ત્યારે કહો કે કાન્તા કયાં છે ને કેવી છે.

रत्न.—હરદાસે હવણાંજ કહ્યું કે કાન્તા વનમાં છે, ને તેનો રક્ષણ કરનાર અત્યારે તમારા હાથમાં બંદીવાન છે.

करण—હા, પણ એ સ્રીના રૂપની વાતો બહુ મોટી મોટી ચાલે છે તે શું ખરી છે હરદાસ?

हर.—જેણે એને જાતે જોઇ હોય તે જાણે કેમકેઃ—

उपजाति.

જો બુદ્ધિ આણું ગુરૂ દેવનાની, જો જીભ લાવું ફણિ શેષ જેવી;
તોયે ન વર્ણી શકું રૂપ એનું, કલાય ના એ અકલિત એવું. ૭

તોપણ એ ઉપમાનયોગ્ય રૂપસુંદરીને ઉપમેયભાવે વર્ણન કરી કાંઇક કહું છું:-

मालिनी.

સકલ ધવલતાની, સર્વલાલિત્યકેરી,
અનુરૂપગુણકેરી, સારરૂપે અનેરી;
પરિ, સુરગણનારી; કલ્પનાગમ્ય જાણો,
પ્રતિમ, નજર સામી, કાન્તિ, કાન્તા પ્રમાણો. ૮

करण—વાહ વાહ ! રે હરદાસ, સુરસેન જેવા સિંહને તમે પકડી લાવ્યા ત્યારે એ હરણીને તમથી નહિ ઝલાય ?

हर.—(મનમાં) મારે ને એ કાન્તાને જો ઊંચાં મન નહોત તો એને ફસાવી લાવત; પણ હાલ તો એ મારૂં કહ્યુંજ માને નહિ. (જાહેર) મહારાજ ! સ્ત્રીજાતીને છેતરવી એ બહુ વિકટ કામ છે, ને મારો તો એમજ વિચાર છે કે:-

उपजाति.

ન સામથી સાંભળતી કદાપિ, ન દામને એ ગણુતી કદાપિ;
જો ધ્યાન આવે નમિજાય સ્હેજ, બળે થશે કામ બધું સહેજ. ૯

रत्न.—ખરી કહી, હરદાસ ! એમજ થવું જોઇએ.

करण— પણ એમ બળે બળે આણીને પછીથી જે ભયને લીધે પ્રીતિ થાય તેમાં કાંઈ માલ નહિ.

हर.—એમ શું બોલોછો, મહારાજ ! તમારા જેવા આગળ,

द्रुतविलंबित.

શીતલ હોય શીલે પણ ઉકળે; ગરવ માન તજી પ્રીતિમાં ગળે;
પતિવ્રતા વ્રતને પળમાં તજે; સ્મરસમાન પ્રભાવ પ્રમાણુતે. ૧૦

रत्न.—જેને જોઇને હઝારો સ્ત્રીઓએ પોતાનાં વ્રત મુકી દીધાં છે, તેના આગળ તે કાન્તા કેટલી ઘડી ટકનાર છે ?

द्रुतविलंबित.

ઘૃત ગળે જયમ વન્હિસમીપમાં, નવ ટકે ફુલ વારિપ્રવાહમાં;
ત્યમ પ્રીતિ ગુણ ને નખરાં અદા સમીપ, માનિની માન નરે'કદા.૧૧

**करण.**—ગમે તેવી મોટી સીતાનો બીજો અવતાર કાં ન હોય પતિવ્રતમાં, પણ તેનું આપણી આગળ કાંઇ ચાલનારજ નહિ.
**हर.**—એજ આપણી હોશીયારી છે.
**रत्न.**—( કરણને ) ત્યારે એ કાન્તાને પ્રાપ્ત કરવાનો વિચાર છે?
**करण.**— **मंदाक्रांता.**

વાણી એની શ્રવણ કરતા, અન્યશું કાન બ્હેરા;
ચક્ષૂ એની છબીં પર શિંચ્યાં, અન્ય ઠામે વળે ના;
ગાત્રે ગાત્રે સ્પરશ સુખનું, ભાન ને ભાન થાય;
કાન્તા પામું તહિં લગી, બધી વૃત્તિઓ એમ શૂન્ય. ૧૨

**हर.**—જો એમજ હોય તો વિશેષ વિલંબ કરવાનો વખત નથી.
**रत्न.**—તમારી જે યુક્તિ હોય તે કહો. કરણરાજા એવા કામમાં પાછી પાની કાઢે તેવા નથી.
**करण.**—તમે જે કહો તે કરવાને હું તત્પર છું, પણ ગમે તે ઉપાય કરી મને એ કાન્તાનું મુખારવિંદ જોવા દો.
**रत्न.**—ત્યારે હરદાસ! તમે શું ધારો છો?
**हर.**—મારો એમ અભિપ્રાય છે કે આપણે એને બળાત્કારે પકડી લાવવી.
**रत्न.**—ઠીક છે. એ વાત મારે ગળે ઉતરી.
**करण.**—પણ એ કયાં છે? રે પ્રિયે!

**वसंततिलका.**

પાષાણના દિલ તણો નવ તોડી જાણે,
પ્રીતિ તણી કળથીં, યૌવન કોશ, તેને
હાથે ચઢી સરસ યૌવનકોશ સાંચી;
ધિક્કાર રે કૂટ ભુંડા અવળા વિરંચી! ૧૩

**हर.**—વિધાતાનું એ અવળાપણું હવે વધારે વાર ચાલનાર નથી.
**करण.**—અરે એ દિવસ તે કયારે આવે કે હું એને તરતજ મારા રાજની અને હૃદયની પટ્ટરાણી કરૂં.

**रत्न.**—મહારાજ ! આપણે ત્વરા કરીએ તો એ દિવસે દોહલો નથી ? હરદાસે કહ્યુંજ છે કે કાન્તા પાસેના વનમાં છે, ને આવા પ્રસંગે ઉતાવળની ઘણીજ અપેક્ષા રહે છે. (હરદાસને) (કાનમાં) કેમ ઠીક કે નહિ, એ માંકડું વળી કહીંક બીજે ડાળે વળગ્યું તો વળી આપણું કામ ઠ્હેતુ રેહે.

**करण.**—આપણે કાલ સવારના પહોરમાંજ શિકારને માટે નીકળીએ, ને ફરતા ફરતા તેજ સ્થળે જઇ કોઇ પણ યુક્તિથી એનું હરણ કરી લાવીએ.

**हर.**—મારો પણ એજ વિચાર છે.

**रत्न.**—પણ મહારાજ ! મેં એમ સાંભળ્યું હતું જે કાલે તો વિજયાભિનંદનાર્થે દરબાર ભરાનાર છે.

**करण.**—હાલમાં એ વાત પડતી મુકેલી છે. હજુ પાટણના લોક ટાઢા પડ્યા નથી. પિતાજીનો એવો અભિપ્રાય છે કે હાલ તો મને પાટણનું રાજ્ય સ્વાધીન કરી, પોતે શ્રીકલ્યાણ તરફ જવું.

**रत्न.**—વાહ ત્યારે તો લીલા લેહેરજ.

**करण.**—એ લાકડુ વચમાંથી ગયું એટલે આપણે તો રાજ કારભાર તમને ને હરદાસને સોંપી દેઇ કાન્તાની સોડમાં લપાઇ જવાના. (રત્નદાસ હરદાસને હર્ષથી અણુસારો કરે છે.)

**रत्न.-हर.**—અમે તમારા ઉપકૃત સેવક સર્વદા સેવામાં તત્પરજ છીએ.

**करण.**—તેની મને કાંઇ શંકા નથી. પણ હવે આપણે નક્કી કાલે સવારે નીકળવુંજ.

**हर.**—સાથે ઝાઝો ઠાઠ રાખશો નહિ. આપણે ત્રણ તથા એક ચોથો માણસ અને એક વગર અસ્વારી કરેલો ઘોડો પણ વધારામાં લેવો.

**करण.**—ઘોડાની કાંઇ જરૂર નથી. એ કાન્તાને તો હું મારા ઘોડાપર બેસાડીને લાવીશ. કે,

द्रुतविलंबित.

ઉકળતું કળતું દિલ સ્પર્શથી ઠરી રહે તહીંથીજ ધોંમું પડી,
નજર દેખ્યોં પછી પળ એકનો પણ વિયોગ ન જીરવું એહનો. ૧૪

रत्न.—हर.—ત્યારે મહારાજ! અત્યારે તો અમે આજ્ઞા માગીએ છીએ, પ્રભાતમાં મળીશું.

करण.—તમારા ને હરદાસના વિના હવે મારે એક પળ પણ ચાલે તેમ નથી. માટે જેમ બને તેમ વેહેલા આવજો. (જાય છે.) આ સો વર્ષ સમી રાત્રી કાન્તા વિના ખુટનારી નથી. પણ આજે રાત્રીએ વળી કોઇ અન્ય ઠેકાણેજ ગંમત ખોળી લેઇશું.

वसंततिलका.

જોકે જુની થઇ ગયે રસ સર્વ ખુટયો,
ને ચિત્તથી ઉલટનો પણ ભાવ તુટયો;
કાન્તા, તથાપિ, મળતા લગી જેમ તેમ,
કાન્તા બીજી સહ રમીશ, ન તોય ચેન. ૧૫

( જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ—કરણરાજાનો અવાસ.

करण—हरदास—रत्नदास.

करण—( વિચારતો ) हरिगीत.

આવી હતી મુજ હાથમાં, ઝટ બાથથી છટકી ગઇ,
જેવી ઝબુકી વીજળી, મુજ દૃષ્ટિથી અળગી થઇ;
કાન્તા સહે બેઠો રમ્યો, રસ મેં પિધો અધરામૃતે,
થાતાં પ્રભાત ન ભાત તેની અંગમાં કશીએ દીસે. ૧૬

કાન્તા પામ્યા વિના બધાંય ફાંફાંજ છે. મેં એને જો કે સ્વપ્નમાંજ માત્ર દીઠી હતી તો પણ અહા શું એ કાન્તિ!

હરિગીત.

ચંદ્રાનના સહુ ચંદ્રની લાલિત્ય મધુરી સંગૃહી,
પામી વસન્તપ્રસાદ ખીલતી જુઇ ગુલાબ શું કેતકી;
શૃંગાર અધરામૃત વસે યૌવનધ્વજા કુચ ફર્ફરે,
બેઠો લપાઇ રતી પતિ ભ્રૂકટાક્ષમાં શર સાધિને. ૧૭

એજ કાન્તા—રતિનો બીજો અવતાર—આજેજ મારા સપાટામાં આવી જનાર છે. સૂર્યોદય થવાને હવે થોડીજ વાર હોય એમ ભાસે છે. ( સેવક પ્રવેશ કરે છે. )

**સેવક.**—મહારાજ ! રત્નદાસ તથા હરદાસ પધારે છે.

**કરણ.**—પ્રવેશ કરાવ. અને તને જે સૂચનાઓ મેં રાત્રિએ આપેલી છે તે પ્રમાણે સજ્જ થઇ જા,

**સેવક.**—આપના હુકમ પ્રમાણે સર્વ તૈયારજ છે.

**કરણ.**—ઠીક છે ત્યારે જા. ( સેવક જાય છે. )

( હરદાસ તથા રત્નદાસ પ્રવેશ કરે છે. )

**રત્ન.**—વાહરે ! કરણ રાજા ! આજ કાંઇ આટલા વ્હેલા ઉઠ્યાછો?

**કરણ.**—જાણોજ છો તો કે,

( ઇંદ્રવિજય. )

જે કરજે ખરચે બહુ દામ નિરાંતથી તે નવ ઊંઘી શકે,
રોગી દુખી વ્યસની જન તેમની રાત નીરાંતથી ના નીકળે;
જે ચિત, કંટક કામની રૂપ ચુવા થઇને, અટકે ખટકે,
તે જનને ચટકે ચટકા પટકે દિલ નિંદ કદી ન ટકે. ૧૮

**હર.**—યોગ્ય છે, મહારાજ ! એ સઘળા ચટકા હવે ઝાઝી વાર રેહેનાર નથી.

**કરણ.**—તેજ વિચારમાં હું પણ તમારી વાટ જોતો હતો. મારે તો આખી રાત કાન્તાની ચટપટીમાં પાસુ વાળીને સુવા વારો પણ આવ્યો નથી, તેથી મને આજની રાત્રી કંઇક બહુજ લાંબી લાગી.

रत्न.—હવે પ્રભાત થવાને સમય પાસે છે; આપણે અંધારામાં છુપાઇને નીકળી જઇએ તો ઠીક.

हर.—મારો પણ એવોજ વિચાર છે કે આપણા ગયાની વાત કોઇના જાણવામાં ન આવે તો ઠીક.

करण—ત્યારે હું તો તત્પરજ છું. ને આપણ સર્વને માટે અશ્વ વગેરે તૈયારજ છે.

रत्न.—પણ આપણે પ્રભાતે મોડા આવ્યા તો ?

हर.—નહિ નહિ હજુ તો રાત્રી ઘણી છે. જો ઇશ્વર કરશે તો આપણે આજનું વહાણું વાતા પેહેલાંજ આવીશું.

रत्न.—એમજ થવું જોઇએ નહિ તો પછી આવતી રાતવિના આપણો છુટકો નથી, કેમકે દિવસે તો એ બધો ઠાઠલેઇને નગરમાં શી રીતે પેસાય ?

करण—એવિષેની કાંઇ ફીકર નથી. કદાપિ એકાદ દિવસ વનમાં ગાળવો પડશે તો તે વિષે પણ મેં ગોવણ કીધેલી છે. પિતાજી તપાસ તો કરનાર નથીજ ને જો કરશે તો મેં સેવકને ભણાવી મેલ્યા છે કે એ તો શત્રુઓની કંઇ શોધ લાગી છે તે તરફ ગયેલા છે એમ કહેવું.

रत्न.—વાહવા ! તમારી યુક્તિ તો તમારીજ પાસે છે.

हर.—બરોબર છે, કંઇ કામ કરવું તે ખુબ ચોકશ કરવું જોઇએ. જો એમના પિતા આગળ એમની આબરૂ ગઈ તો પછી બહુ પંચાત પડે.

करण—આ બધા રાજને ને પાટને સલામજ કરવી પડે, ને કાન્તા બિચારી કયાં રહે. પણ એ જાણનારજ નથી. રત્નદાસ ! હવે ચાલો, કેમકે

दुहो.

દિલ ઉભુ અહીં લવલવે, વનમાં જીવ ભમંત,
કાન્તાની કેડે ભમે, નદી કુંજ વૃક્ષનાં વ્રંદ. ૧૯

(જાય છે.)

## પ્રવેશ ૪ થો.

સ્થળ—વનમાં એક સરોવરના પ્રદેશ.

**यौवनश्री, कान्ता, तरला,** (પછીથી) **करण हरदास, रत्नदास.**

**यौव.**—હજુ સુધી પણ યુદ્ધનો કાંઈ પરિણામ જણાયો નહિ. બેન કાન્તા, હવે તો મારા દીલમાં સમુળગી ધીરજ રેહેતી નથી. કોણ જાણે કેમે મારા મનમાં ખોટાને ખોટાજ તર્ક વિતર્ક થાય છે.

**कान्ता**—તમારા મનની વૃત્તિજ પ્રથમથી એમ વળી ગઈ છે. એટલે એમ થાય છે.

**तरला**—સત્ય છે. અથવા એવા પ્રતાપી સિંહ જેવા સુરસેન સિંહયુક્ત મહારાજ જયચંદ્રરાજનો વિજય થાયજ એમાં સ્વપ્ને પણ સંશય કોણ લાવે.

**यौव.**—પણ જેવું થનાર હોય તે પેહેલેથીજ જણાઇ આવે.

**कान्ता**—આ પ્રસંગે શું ખોટું જણાયું છે? એક તમારા મનની સંકલનાઓમાં ફેરફાર છે. મન એજ માણસના બંધનનું ને મોક્ષનું મોટું કારણ છે. એને જેમ વાળીએ તેમ વળે.

**यौव.**— (**દેશી**)

"સખી ગુરૂગોવીંદને પાય, પ્રેમે લાગું રે."—એ રાહ.

શિથિલ પડ્યાં સહુ ગાત્ર, અંગો ભાગ્યાંરે;
મુજ તનમાં તલસાટ, ઉલટે ઝાઝારે. ૨૦
મળવા કેરી આશ, પ્રાણપતિનેરે;
તે મનમાં કરી ઉચ્ચાટ, હર્ષ ન આપેરે. ૨૧
આ ઉકળતું મુજ દીલ, પડીયું ટાઢુંરે;
એમ સંશય દુઃખમાં દિન, કયમ કરી કાઢુંરે. ૨૨

**कान्ता**—બેન! હવે એ દુઃખનો દહાડો વીતી જવાને વાર નથી. આમ છેક ધીરજ છોડી દીધાથી કાંઇ લાભ નથી.

**તરલા.**—બા સાહેબ! આપણે હવે સરોવરની પાળ આગળ આવી પોચ્યાં.

**કાન્તા.**—હા રાત્રિના ઝમઝમાટમાં એ સરોવરની કાચ જેવી સપાટી તથા એના તટ પ્રદેશ કેવાં શોભી રહ્યાં છે.

**હરિગીત.**

મંદ મંદ સમીર વ્હે તરૂ કુંજમાં બહુ મ્હાલતો,
ગિરિગંહ્વરે અથડાઇ મીઠા રાગ મૃદુ આલાપતો;
લ્હેર જલમાં ચાલતી વાંકી ચુંકી લચકાઇને,
એકાગ્રતાથી મળી મળી તટ પર પડે મીઠે રવે. ૨૩
તાલ દે તે ગાનને તરૂવર ઝુકે બહુ ઝુંડમાં,
દે માન તે શુભ ગાનને વળી ધવલ પુષ્પ વધાવતાં;
વ્યોમ તરૂ તટ વિશ્વ, સઘળું નાચતું પ્રતિબિંબમાં,
ઊંચા સુણે ગિરિવર રહ્યા બધું ગાન ગંભીરતાઇમાં. ૨૪

**દુહા.**

**ચૌ.**—તારા નાચે જલ વિષે ત્યમ મુજ ચિત ચમકંત,
પવન લહર તરૂવર નમે ત્યમ ત્યમ જીવ લચંત; ૨૫
જલ ઉદધિ અવરેખીને, દિલ ઉદધિ ઉભરાય,
ગિરિવરશા ગિરિવર ડુબે, દુખ ઉદધિ છલકાય. ૨૬

**હરિગીત.**

**કાન્તા.**—નાચું ઉભી એ નૃત્યમાં દુખ ઉદધિ પણ તરી જાઊં હું,
સાથે નથી મુજ નાવ દુખ દરિયા વિષે હું તણાઊં છું;
મુજ દુઃખને ડાટો હતો સૃષ્ટિ લિલા સુખ રૂપીં તે,
દેખી તમારો દુઃખ અગ્નિ ઓગળી આજે પડે. ૨૭
(રૂવે છે.)

**ચૌ.**—(રોતી) બેહેન કાન્તા! આપણાં દુઃખનો છેડો કયારે આવશે? (એકેકને ગળે બાઝીને) અરે કાન્તા! તમારૂં ને મારૂં જીવિત વ્યર્થજ ગયું!

कान्ता.—એમજ સમજ્યા વિના છુટકો શો.

यौ.—અરેરે બીચારી કાન્તાએ પરણીને શું સુખ ભોગવ્યું. અથવા બળ્યો અમારો ક્ષત્રીજાઇઓનો અવતાર કે ખરા પ્રેમનાં પુતળાંને વર્યા છતાં પણ તેનો ઉપભોગ થતો નથી !

कान्ता.—રહો બેન આ માલાનેજ પુછીએ.

तर.—હું પણ એજ કરવાનું કેહેવા જતી હતી. (રૂવે છે.)

यौ.—અરે તરલા તારે શું દુઃખ છે કે તું રૂવે છે ?

तर.—મારા દુઃખની સીમા શાની ? તમારે દુઃખે મારે સદાય દુઃખજ છે.

यौ.—તરલા ! તારા નિર્મલ પ્રેમને લીધે અમને તું અમારા સેવક કરતાં સખી જેવી પ્રિય લાગે છે.

कान्ता.—ખરેખાત એમજ છે. આ માલાને આપણે પ્રાર્થિએ.

यौ.—આ સરોવરના તટ ઉપર એ માલાની પ્રતિષ્ઠા કરીને એની પૂજા કરી પછી એને મનાવીએ. (નીચે મુકી પગે લાગે છે.)

का.—यौ.— काफी.

ખ્હેની છાં તુંતો જીવનઆધાર હારી રે,
કહેની ત્યાં વિજય છે કે, કુશલતા ક્ષેમ છે કે;
બોલની અબોલા શાનેરે. ખ્હેની—૨૮
સુખ દુઃખની તું દાતા, અમારી તું છાં વિધાતા;
આપ બોલી સુખ શાત રે. ખ્હેની—૨૯
જીવ છે હજાર સાંધ્યા, હારીએ પરોવી બાંધ્યા;
દયા કરી મુકો વાંધારે. ખ્હેની—૩૦

तर.—બાઇજી સાહેબ ! એ પવિત્રહાર જ્યાં સુધી અખંડ છે ત્યાં સુધી આપણો વિજયજ છે એમાં શો સંદેહ ?

यौ.—હેં ! વિજય !

कान्ता—મને સારી પેઠે સાંભરેછે કે એ હાર વિજયનુંજ ચિન્હછે.

यौ.—હા, બંધુ સુરસેનનું કેહેવું પણ એવું હતું ખરૂં.

कान्ता.—ત્યારે આપણે ધીરજ ધરવીજ ઘટે છે. એ હાર આપણને મહા સંતોષદાયક છે. એનેજ આધારે આપણો જીવ ટકશે. (હારને પાછો ગળામાં પહેરે છે.)

यौ—અને બરાબર પ્રસંગે સુરસેન બંધુ આપણી ભાળ લીધાવિના રેહેશે નહિજ.

तरला—કાલે સવારેજ આવ્યા એમ જાણવું. બા સાહેબ! આજે તો હવે છેક પ્રભાત થઇ જવા આવ્યું છે, ચંદ્રનું તેજ પણ ક્ષીણ થતું જાયછે. માટે હવે સ્નાન કરીને ઘરતરફ વ્હેલાં જવું જોઇએ.

कान्ता.—તરલાનું કેહેવું યોગ્ય છે. આપણે દિવસે એકલાં ફરવું ઉચિત નથી.

यौ.—આપણા જેવી સ્થિતિનાં માણસોને અણધાર્યે ઠેકાણેથી ને વખતે ખરા વિશ્વાસના ઠામમાંથી પણ વિપત્તિ આવી નડે.

कान्ता—માટેજ સાવધાન રેહેવું. ચાલો ત્યારે સરોવરના જલમાં પ્રવેશ કરીએ. (જલમાં પ્રવેશ કરેછે.)

(સરોવરના એક તરફના પ્રદેશપર કરણ, હરદાસ, રત્નદાસ પ્રવેશકરેછે.)

यौ.—અહો આપણે સરોવરના જલમાં પેઠાં કે તરતજ આ પોયણીઓ હાલવાને ડોલવા લાગી, આપણને સમીપ તેડેછે.

कान्ता— हरिगति.

છો એ કુદે, નાચે કુલે મળી, ચંદ્રપતિ બહુ હર્ષથી,
પીતી ભલે મોંહુ પ્રેમસુખ, ભેટે પતિ કર કોડથી,
હસતી હિસે દુખ આપણાં મનડા વિષે જઇને કુલી,
બેચાર ઘડીયે દિવસ ચઢતાં, સમજશે એ સહુ ભુલી. ૩૧

यौ.—જેમ દિવસમણિના ઉદયથી કમલ હરખાયછે તેમ આપણાં હૃદયકમલ પ્રિયજનોના મિલનથી કયારે વિકાસશે!!

हर.—અહો શી ઇશ્વરની અનુકુલતા! શા કરણરાજનાં ભાગ્ય! ભાઈ ભાગ્યશાળીને ભૂત રળે.

रत्न.—એવડું શું છે કહોતો ખરા, હરદાસ!

करण.—શું ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ અહીંયાંજ થશે ?

हर.—તમે કોઇના સ્વર સાંભળ્યા નહિ ?

करण.—હા સાંભળ્યા ને જે કોઇ બે સ્ત્રિયોના જેવા છે.

रत्न.—પણ આ અરણ્યમાં ને વિશેષે આવા વિકટ સરોવર ઉપર આટલી વ્હેલી તે એ કાન્તા બેસાડી મેલી છે; તમને ભણકારા તો વાગે છે.

हर.—રત્નદાસ ! તમે એ વાત ન માનો તેમજ છે. કાગડાનું બેસવું ને તાડનું પડવું એવોજ ન્યાય આ સ્થળે થયો છે. કોણ જાણે શા પ્રસંગે કાન્તા તથા યૌવનશ્રી આ સરોવરમાં સ્નાનાર્થે આવેલાં છે, ને તે વેળેજ કરણરાજાનું સદ્‌ભાગ્ય કે આપણે પણ ત્યાંજ આવી પડયા !

करण.—શું એ ગાયું તે કાન્તાએ !

हर.—હાં રાજ !

करण.—વાહ એ મધુરતા ! વાહ છટા ! વાહ કિન્નરકંઠ !

(वसंततिलका.)

જેણે મળ્યાવિણ લીધું મુજ ચિત્ત ચોરી,
તે શું રહી ટળવળે અહીંયાં ચકોરી !
આ શબ્દ સાંભળી ગઇ શુધ, બુધ મારી,
એ મુજ જીવિત જરૂર ઉગારનારી ! ૩૨

તેથી હરદાસ ! હવે ત્યાં લઇ જાઓ નહિ તો આ ઠામેથી એ સરોવરમાં કુદી પડુંછું. (રત્નદાસ પકડી રાખે છે.)

हर.—ત્યારે તમારી સઘળી હિંમત તૈયાર કરી એમને ઉચકી લેવા સજ્જ થજો.

रत्न.—યૌવનશ્રીને આપણે ઉઠાવી લેઇશું.

हर.—ચાલો ત્યારે અમે ચઢીને મારી મુકો સામી પાળે. (જાયછે.)

कान्ता.—(યૌવનશ્રીપર જલ છાંટતી) તમે હાલ તો ટાઢાં થાઓ.

यौ.—(કાન્તાને પકડવા જતી) તમને હાલમાં ઉન્મત્તાઇ બહુ વધી છે બેહેન, સુરસેન હવણાંનો મળ્યો નથી તો.

कान्ता.—(સાંભળતી હોય એમ) બેન, આ સામેના ડુંગરપરથી કોઇકના અવાજ સંભળાય છે. પુરૂષના જેવો સ્વર છે.

यौ.—કોઇ ભીલ લોક ગાતા હશે. (કાન્તાને પાણીમાં ડબકું ખવરાવે છે.)

कान्ता.—ના ના એમ નથી. એટલું તો મેં સ્પષ્ટ સાંભળ્યું કે "અહીંયાં ચકોરી."

यौ.—એતો અમથો ભણકારો. લોને હવે તો કાંઈ નથી સંભળાતું. પેલું કમલ કેવું રમણીય દીસે છે. હવે સૂર્યના કિરણ સ્પર્શ થતાં એ ખીલી સરસ શોભશે, માટે લાવ એને તોડી લાવું. (જળમાં આગળ જાય છે)

(કરણ, હરદાસ, રત્નદાસ પ્રવેશ કરે છે.)

तर.-(કીનારે ઉભી ઉભી) હાય હાય રે! (બેશુદ્ધ થઇને પડે છે.)

करण—રે! ભુવનાદિત્યના વંશના કુલીન કરણથી તું શા માટે પાછી હઠે છે. હવે ક્યાં જનારી છે.

(કરણ તેને ઉચકીને ઘોડા મારી મુકે છે.)

यौ.—શું છે રે! અહીંઆં પણ ભુવનાદિત્ય!!

(સાંભળીને જોતાં તરતજ જળમાં બેશુદ્ધ થઇ પડે છે.)

(રત્નદાસ કાન્તા તરફ દોડે છે)

कान्ता—રે પ્રાણનાથ!

(બેશુદ્ધ પડેછે ને રત્નદાસ ઉઠાવી લેઈ દોડી જાય છે.)

करण—(તરલાને કાન્તા જાણી તેને છાતી સરસી ચાંપી)

**वसंततिलका.**

રે ભીરૂ લોચન ઉઘાડ, હઠીલી થા માં,
ને એક વાર પણ બોલી જીવાડ હાવાં;
વેઠયાં વિયોગદુખમાં બહુ તાપ–તીર,
તેને તું છાંટ મીઠી દૃષ્ટિનું ટાઢું નીર. ૩૩

(સર્વે જાય છે)

॥ इति द्वितीयोऽङ्कः समाप्तः ॥

# तृतीयोङ्कः

## પ્રવેશ ૧ લો.

સ્થળ—પાટણમાંનું બંદીખાનું.

रत्नदास—हरदास—एक प्रतीहार.

हर.—કાન્તા સંબંધીના કામથી મુક્ત થયા એટલે હવે આજ તમને સુરસેનનો મેલાપ કરાવી પછી એમને છુટા થવાની યુક્તિ સમજાવી આપણે જઈએ.

रत्न.–મારૂં તમને બહુ દીર્ઘકાલ થયાં એજ કેહેવું થાય છે, કે સુરસેનને તમે મારીસાથે મેલવો તો ઠીક.

हर.–તે પ્રસંગ આજ આવ્યો છે. હવે સુરસેન છુટો થાય તેમાં આપણને કાંઈ અડચણ નહિ.

रत्न.–તમે એમને અત્યારેજ વિદાય કરશો કે?

हर.–હા, મારો વિચાર એવો છે ખરો.

रत्न.–પણ મારે ઓલખાણ થયા પછીથી તરતને તરતજ એવા સન્મનુષ્યનો વિયોગ મને ગમશે નહિ.

हर.—ગમો કે ના ગમો પણ હાલ તો તેમ કર્યાવિના ચાલે તેમ નથી. મેં સુરસેનને અહીંયાં બેસાડ્યા પછી મળાયું સરખું પણ નથી, તેથી એ મારો બહુ દોષ કાઢશે; ને અધીરાઈથી મને બહુ ઠપકો પણ દેશે.

रत्न.—પણ તમે જ્યારે એમને બધી સમજણ પાડશો, અને આવા બારીક કામમાં પેસતાં કેટલી અડચણો નડેછે તે સમજાવશો ત્યારે એમના મનનું તરતજ સમાધાન થઈ જશે.

हर.—સત્ય છે. સુરસેન જેવા સુજ્ઞ પુરૂષનું સમાધાન કરવું સરલજ છે. આપણે વાતોમાં ને વાતોમાં બંદીખાનાને પાછળને બારણે પણ આવી પહોચ્યા!

रत्न.—હા, અહીંયાં ચોકીપોરો હોય એવું પણ લાગતું નથી.

हर.–ન કેમ હોય? છે; પણ અહીંયાં જે પેરેગીર છે તે આપ-

બોજ માણુસછે. (બારણા પાસે જઇને, ધકેલતાં તે ઉઘડી જાયછે એટલે) અહો વળી અત્યારે તો છે પણ ઉઘાડું જ.

(રત્નદાસ તથા હરદાસ અંદર પેસે છે.)

रत्न.—હરદાસ! આ બારણાની ખબર સુરસેનને છે કે?

हर.—ભાગ્યે હોય. ( કોઇને સામું આવતું જોઇ ) નમસ્કાર બંધુ સુરસેન!

रत्न.—નમસ્કાર!

आवनार—મારા શિરતાજ મુરબીઓ, તમારે મને વંદન કરવું યોગ્ય નહિ.

हर.—અરે! કોણ પ્રતીહાર! તું આ ઠામ કયાંથી?

प्रती.—મારી વાર્તા વિસ્મયકારક છે.

रत्न.—અહો! આ તો કરણરાજાનો ગુહ્યસેવક. તું અહીં કયાંથી?

सेवक.—તમે મારી વાત સાંભળ્યા પછી વિસ્મય પામશો નહિ.

हर.—પણ સુરસેન કયાં છે તે તું મને પ્રથમ બતાવ.

सेवक—હું એ કેદી સુરસેન હતો?

हर.—કેમરે લુચ્ચા તેં એનું શું કર્યું છે! (સેવક રડી પડેછે.)

रत्न.—જે સત્ય વાત હોય તે કહી નાંખ,

हर.—અરેરે રાજા ઉપર વિશ્વાસ રાખવાનું ફલ આવા પશ્ચાત્તાપ રૂપીજ થાય છે.

सेवक—(હાથ જોડીને) મને ક્ષમા કરો મહારાજ!

हर.—જો એ સુરસેનનો એક વાળ વાંકો થશે તો તને અહીંયાં ને અહીંયાં ઉભો ચીરી નાંખીશ.

सेवक—ખમા કરે સુરસેનને. મહારાજ! મારો વાંક એવા પ્રકારનો નથી. તમે જો જરા શાંત થાઓ તો હું મારી વાર્તા ટુંકામાં પતાવી દેઉં.

हर.—જે તારે કેહેવાનું હોય તે જલદીથી ટુંકાવી નાંખી આ સંશયાત્મક તીરંબાજી મટાડ.

સેવક--પેલી કોઇક નવી બાયડી આણી છે તેની લ્હેકમાં પડી જઈ પોતે કરણ રાજે આજ એમ હુકમ કર્યો કે જાઓરે કોઇ પ્રતીહારછેપેલા બંદીખાનામાં પુરેલા કેદીનું મસ્તક છેદી આવો.
रत्न.—(મનમાં) ને પછીથી હરદાસનો પણ વારો આવવાનોજ હતો પણ ખેલ બધો કથળી ગયો. (માથું ધુણાવેછે)
સેવક--આ આદેશને અનુસરીને હું અહીંયાં આવ્યો. આવતામાંજ સુરસેનની કરાલ આંખ તથા ભવ્ય અને પ્રચંડ આકૃતિ જોઈ મારા ગાળા નરમ થઈ ગયા. મેં એને ઉંઘતો અથવા એવી અસાવધ સ્થિતિમાં પુરો કરવો ધારેલો હતો. પણ આતો હું આવ્યો ત્યારે ખડ્ગને ચારેતરફ ફેરવતો હતો ને વિકાળ વદનથી મુખે આ શ્લોક વારંવાર ભણતો હતો તે મારા હૃદયમાં જડાઈ ગયો છે.--

वसंततिलका.

પાડયો વિયોગ ભગિની કુમળી પ્રિયાનોઃ–
ફેડયો મણિમુકુટ ગુર્જરદેવતાનોઃ–
મારે રહ્યું જીંવ્યું પડી અહીં બંદીખાને ! !
શું જીવતાં હું રીપુ મોજ નિરાંત માણે !! ૧

આટલું બોલી વળી શાંત થઈ બેઠો, ને વિચારમાં પડી ગયો. એટલામાં જે ખુણામાં હું લપાઈ રહ્યો હતો તે તરફ નજર પોચતાં ઝડપ દેઇને મોટા કરાલ કેશરીની પેઠે ફાળ મારી મને પગ ઝાલીને ખેંચી આ ઓરડાની મધ્યમાં લાવ્યો. પછી મારા ગળાઉપર પોતાનો પગ મુકી (ગળુ પંપાળતો)મ્યાનમાંથી વિજળી જેવી તરવાર ખેંચી કહાડી મારા મોં આગળ ઓસવાને તૈયાર કરી હોય એમ ધરી, ને કહ્યુ કે જો એક બોલ પણ બોલ્યો તો ઠેર કરી નાખીશ. મેં મારા મનમાં કરણરાજાને હજારો ગાળો દેવા માંડી, ને મારા પ્રાણને ગતતુલ્ય માની સુરસેન જે કેહે તે કરવાની હા કહી. મને એણે પુછપરછ

કરી હું ક્યાંથી પેઠો હતો તે જાણી લીધું. પછી મારી પાસેથી મારો મોટો કાળો ઝબ્બો છીનાવી લેઇ, પોતાનું રૂપ પાલટી, મને જીવતદાન આપી આ સ્તંભ સરસો સજ્જડ ખેંચી બાંધી મારા મોંમાં ડુચો ઘાલી પોતે રસ્તે પડી ગયો.

**रत्न.**—ત્યારે તું છુટો ક્યાંથી થયો?

**सेवक.**—તમે બારણામાં પેઠા તેજ વેળે મારો છેલો બંધ હું મથી મથીને તોડી શક્યો; ને મેં મારા મોંમાંથી ડુચો પણ હવણાંજ દૂર ખેંચી નાંખ્યો.

**हर.**—ત્યારે સુરસેન તો અત્યારે ક્યાં એ હશે.

**सेवक.**—રાત્રિના શુરૂઆતમાંજ આ બનાવ થયો, એટલે અલબત અત્યારે તો એ ઘણે દૂર ગયા હશે.

**रत्न.**—કેમ હરદાસ! હવે શી વલે? કરણરાજા કાલે સવારે વિદાય કરી દેશે આપણને બન્નેને.

**हर.**—કાન્તાને આ આંટીમાં ફસાવ્યા પછી મને પણ બહુ પશ્ચાત્તાપ થાય છે. આમણને વચમાંથી ખશેડી નાંખી કરણરાજા કાન્તા સાથે ગમે તે કરે, તોય કોણ અટકાવનાર છે? વળી વધારે વિષમવાર્તા તો એજ કે આ સુરસેન પણ આપણાથી જૂદો પડયો; એટલે હવે આપણે એને કશી ખબર પોચાડી શકનાર નથી. ( વિચારમાં પડી જાય છે. )

**रत्न.**—ખરેખાત હવે આપણી સ્થિતિ બહુ સૂક્ષ્મ થઇ ગઇ છે; માટે બહુ સંભાળીને ચાલવાનો વખત છે.

**हर.**—અલ્યા સેવક! તું કરણરાજને શું કેહેશે?

**सेवक.**—એજ. કે સુરસેનને મેં માર્યો.

**हर.**—પણ એવું જુઠું બોલીને તું ક્યાં રેહેશે? સુરસેન તો કાલે સવારે આવીને કરણના સામો ઉભો રેહેશે.

**रत्न.**—એ કરતાં એમજ કેહેવું એ ઠીક પડશે કે મારા જતા પેહેલાંજ બંદીખાનામાં તો કોઇ હતું નહિ.

हर.—હા, એ ઠીક છે. એથી તું સર્વ રીતે મુક્ત થઇશ; ને અમે તો મુગાજ રહીશું. તું પણ વાત કરતાં અમારૂં મીઠું મરચું લેઇશ નહિ.

सेवक.—વારૂજી. મને રજા હોય તો ત્યારે જાઊં.

रत्न.—હાં, જા. ( સેવક જાય છે. )

हर.—ભાઇ રત્નદાસ ! આ સ્થળમાં ઉભા રેહેવું આપણને પણ હાનિકારક છે તેથી ચાલો નીકળી જઇએ.

रत्न.—ચાલો. ( હરદાસ આગળ જાય છે ) ( ધીમેથી ) કરણરાજાને તેમજ મારે હવે આ હરદાસની ગરજ રહી નથી, કરણરાજાને નવું રમકડું આણી આપ્યું છે તે ભલે ખેલે. આપણે પણ યૌવનશ્રીની મઝો છે. ને વળી આખું પાટણનું રાજ્યપાટ ચલાવનાર આપણેજ થઇશું; કરણ તો પેલી કાન્તાની સોડમાં લપાઇ રેહેશે, માટે હરદાસ જેવા ભાગીયાની હવે જરૂર નથી. વળી એ હરદાસભાઇના વિચાર તો કેવા, કે કાન્તાને કંઇ દુઃખ પડવા ન દેવું, એની તો કસોટીજ કહાડવી ને એવા એવા ડાહ્યા દેવ જેવા; પણ એ બધી ખટખટ હું દૂર કરવાની પેરવીમાંજછું, માટે લાવ કરણની પાસે જઇને એના કાન પહેલેથીજ ભરી મેલું.

( જાય છે. )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—કરણરાજાનો અવાસ.

### करण—रत्नदास.

करण.—અરેરે દૈવયોગે ઇષ્ટફલની પ્રાપ્તિ થયા પછી પણ તેનો ઉપભોગ કરવામાં કેટલી અડચણો નડે છે ! ! કાન્તા મારા હાથમાં આવી તો ખરી પણ એ હજુ બેશુદ્ધજ છે. વળી યૌવનશ્રી જે એની પાસે છે તેને પણ શુદ્ધિ આવી નથી કે એને એ હું અભયપ્રદાન કરૂં. અરે દૈવ આ તે શો કોપ ! જો કદાપિ એ સ્ત્રીઓનું કંઇ આડું અવળું થયું તો મારે તો ભવની

બુડશે. ન મળ્યું સુખ ને ન રહી આબરૂ. કદાપિ સચેત થાય અને પછી વાત જાહેર પડે તોય શું ? એવી ચંદ્રના બચ્ચા જેવી બે રંભાઓને સારૂં શું ન કરવું ?

**शिखरिणी.**

નએ જાતી જોઇ બહુ બહુ રમાડી રતી સમી,
નવી તાજી જાણે ખીલતી કળી કાન્તા જુઇ તણી;
મરૂં એને માટે. જીવું હું નીરખી તાજું મુખડું,
હસે જાગી જો એ મૃદુ લલિત આંખે લટી પડું. ૨

પણ એ દિવસ તે ક્યારે એ આવશે ! હરદાસને બોલાવી એને શુદ્ધિમાં લાવવાનો કાંઇ ઉપાય કર્યો હોય તો સારૂં. રે કાન્તે !

**( मंदाक्रान्ता. )**

સૂતી શાને ઝટપટ ઉઠી બેશ ઉછંગ આવી,
બાઝી કોટે અધર રસ દે નેન કાળાં નચાવી;
ટાઢું પાડે દીલ બળી જતું તાવ તાપે તળાતું,
છાંટી વાણિ મધુર જળ રે ! એક વારે પ્રિયે ! તું. ૩

( અનુચર પ્રવેશ કરે છે. )

**अनुचर.**—મહારાજ ! રત્નદાસ પધારે છે.

**करण.**—સત્વર પ્રવેશ કરાવ.　　　( અનુચર જાય છે. )

( રત્નદાસ પ્રવેશ કરે છે. )

**करण.**—આવો રત્નદાસ ! તમારૂંજ કામ હતું ને.

**रत्न.**—ત્યારે તો બહુ સારૂં. તમારી ખરી ભીડમાં જ હું કામ આવ્યો.

**करण.**—હા ભાઇ.

**रत्न.**—એવું શું કામ પડ્યું છે ? મહારાજ !

**करण.**—કાન્તા તથા યૌવનશ્રી અદ્યાપિ પણ શુદ્ધિમાં આવતાં નથી.

**रत्न.**—હું પણ યૌવનશ્રીનીજ ખબર જોવા આવ્યો હતો. પણ તમે અહીંયાંથીજ મારી આશા ભંગ કરી.

**करण.**—ત્યારે હવે એ બેને સચેત કરવાનો ઉપાય શો ? હરદાસને બોલાવીએ તો કાંઇક માલમ પડે ખરે.

रत्न.—અરેરે ! એ હરદાસ તો વળી તરેહવાર પુતળું નીકળ્યું.

करण—કેમ ?

रत्न.—હું જાણતો હતો જે આપણી પક્ષમાં રહી, જયચંદ્રના રાજ્યનો એ ભોમીયો છે એટલે આપણને બહુ મદદ કરશે, પણ એ તો ખાય તેનું ખોદતો જણાય છે. એવા વિશ્વાસઘાતી ફાંશીયાને આપણે આપણી ઘણી ઘણી અંતરની વાર્તાઓ સોંપીને ઠગાયા. એણે ઘણામાં ઘણી ન જાણવા જેવી વાત પણ જાણી છે. કાન્તા તથા યૌવનશ્રીને એણે આણી આપ્યાં ખરાં પણ તેમાં એ રાજી નથી. સુરસેનને બંદીખાનામાં નાંખ્યો છે તેમાં પણ એની લુચ્ચાઈ જણાય છે; ને એ સુરસેન સાથે એની ઓસંબંધી કાંઇ મસ્લહતમાં પણ હશે એમ મને શંકા થાય છે.

करण.—જો સુરસેન આ વાત જાણે તોપણ શું કરી શકનાર છે ? તથાપિ મેં એની ગોઠવણ પ્રથમથીજ કરી મુકી છે. સુરસેન અત્યારે તો ક્યારનોએ ગત થઇ ગયો હશે.

रत्न.—ના મહારાજ ! તેમ નથી. સુરસેન તો બંદીખાનામાંથી ક્યારનો નાશી ગયો છે. એને મારવા મોકલેલા સેવકેજ મને ખબર કહી. મેં તરતજ હરદાસ જોડે એ સંબંધી વાતચીત કરી જોઇ; તેમાંથી મારી શંકા સહજ દૃઢ થવા લાગી કે સુરસેનને નસાડી મુકનાર એ હરદાસજ છે. બંદીખાનાના તમામ સેવક વગેરેને પુછતાં પણ એમજ જણાયું કે હરદાસ બંદીખાના પાસે ગયો હતો ખરો.

करण—(રોષમાં) એ હરામખોર સેવકોને ગરદન મારવા ઘટે છે.

रत्न.—પ્રિય યુવરાજ ! એમ નથી. એ બીચારા સેવકો શું કરે ? હરદાસે કોણ જાણે શોએ પેચ કર્યો હશે. તમે હજુ એને ઓળખતા નથી. એ બંદીખાનાના ઘરમાંજ વખતે કંઇ ગલી કુંચી હશે; ને તેમાં થઇ સુરસેનને રસ્તે પાડયો હશે.

करण—(દાંત કચડતો) એ હરદાસનું આ ક્ષણેજ માથું કાપી નાંખવું ઘટે છે.

रत्न.—મહારાજ! એમ ઉતાવળા થવામાં ફલ નથી. ધીમે ધીમે બધું થશે. હરદાસનો આપણે હવે વિશ્વાસ રાખવો નહિ ને ધીમે ધીમે આપણે એનું કાટલું કાઢીશું. હજુ પાટણના લોકો તદન આપણી પક્ષમાં આવ્યા નથી, ને એટલામાં જો હરદાસને જાહેર રીતે મારી નાંખીએ તો એકાએક હુલડ થઇ જાય. માટે હરદાસની મારફત આપણા નખ લોકોમાં ખુંપતા જાય છે તે ખુંપવા દો. જ્યારે આપણે એની કાંઇ પણ ગરજ રેહેશે નહિ ત્યારે હું એને ભૂ પિતો કરીશ.

करण—શી રીતે તેમ કરશો? રત્નદાસ! તમારી બુદ્ધિ અને ડાહાપણનો પારજ નથી. હરદાસની પરીક્ષા હું કરી શક્યો ન હતો પણ તમે તો તરતજ સમજી ગયા.

रत्न.—અમારે એવાની જોડે વધારે પરિચય થાય એટલે વેહેલું સમજાય. એને દૂર કરવો પણ તેથીજ ઠીક પડશે. આપની પાસે એને ગંમત માટે તેડી લાવીશ; ને પછી તમારેજ હાથે તમે એને મદ્ય વગેરેમાં કાંઇ પાજો એટલે પત્યું.

करण—મદ્ય તો એ પીશે નહિ.

रत्न.—ત્યારે દુધ કયાં જતું રહ્યું છે? હું તમને દુધના ત્રણ પ્યાલા તૈયાર કરી આપીશ. તેમાં જે પ્યાલાપર નીશાની હોય તેજ પ્યાલો તમે હરદાસને આપી દેજો એટલે નીકાલ આવ્યો.

करण—ત્યારે તે કયારે થશે!

रत्न.—એ થવાનું હશે તે દિવસે હું તમને ખબર કરીશ. અને એને તેડીનેજ તમારી પાસે આવીશ. આજથી એવોજ નિયમ લીધો છે કે આપણે તો એ ચાંડાલની જોડે તમારી પવિત્ર સેવામાં હાજર થનારા નહિ. જે દિવસ એની જોડે આવીએ તે દિવસ જાણવું કે આજ નક્કી હરદાસનો ઘાટ બેસાર્યો છે.

करण—પણ આપણે એને જલદીથી દૂર કરવાને ચુકવું નહિ.

કેમકે જો એ સુરસેનને કંઈ સંમજાવશે, અથવા પાટણમાંથી સુરસેનને મદદ કરવાનાં સાધન તૈયાર કરશે તો આપણે કાન્તા તથા યૌવનશ્રીની સોડમાં કદાપિ પણ સુવાના નથી.

**रत्न.**—વાહરે કરણરાજા! તમે તો યૌવનશ્રીને પણ લેઈ પડતા જણાઓ છો ને. એટલી તો અમારે સારૂં રેહેવા દો.

**करण**—તમારૂં ને અમારૂં ક્યાં જુદુ છે? કાન્તા કરતાં યૌવનશ્રીની કાન્તિથી હું બહુ ખુશી થયો છું. માટે યૌવનશ્રીવિના પણ ચાલે નહિ.

**रत्न.**—જેવી મહારાજની ઈચ્છા. તમે જે કહો તે કરવાને અમે તત્પરજ છીએ.

**करण**—હું તમારી સેવાનો બદલો ક્યારે વાળીશ?

**रत्न.**—તમારી કૃપા એજ અમને મોટો બદલો છે. પણ મહારાજ! આપણે યૌવનશ્રી ને કાન્તાવિષે એક ઠરાવ કરીએ કેમકે એ બેએ તમે લેઇ જાઓ તેતો ઠીક નહિ.

**करण**—શો?

**रत्न.**—કાન્તા અને યૌવનશ્રી બેમાંથી જે જેને પસંદ કરે તે તેને લે.

**करण**—(હસતો) આપણે એવી તેવી કાંઈ વાત સમજ્યા નથી.

**रत्न.**—હશે ત્યારે જેવી તમારી ઈચ્છા.

**करण**—પણ રત્નદાસ! એ બે રતીઓને શુદ્ધિ ક્યારે આવશે?

**रत्न.**—ઇશ્વર કરે ને અત્યારેજ આવે.

**करण**—ચાલો આપણે એમની પાસે જઈ કાંઈ ઉપચાર કરીએ.

અથવા, **उपजाति.**

એ ઊઘતું તોય ભરેલું તેજે, મોઢું રૂપાળું હસતું ખીલેલું;
નીહાળીને હાથ મુકી કપાળે, ધીમેથી ચુમી ઠરૂં ગાલ એના. ૪

(જાય છે.)



## પ્રવેશ ૩ જો.

સ્થળ—સરોવર તથા બીજા વનપ્રદેશ.

ભીલ—સુરસેન.

૧ લો ભીલ—આ તલાવની ધેડે તો કોઈ નથી ! !

૨ જો—તેરાં તે બીજે શેહે થૈ ઘેર ગ્યાં ઓહે.

૩ જો—નીરે હું એજ શેહેથી હોં આ૦વો પણ મને તો કોયે ન ભેટયું.

૪ થો—હાય હાય રે મારા બા ! આતરો બધો દન સડી ગ્યો. રાણીબા ને બોહોન કાન્તા ને તરલા એ કાંયે ભાળ્યાં નહિ.

૨ જો—એ રામ ! તું અમોને વતાડ.

૩ જો—આપુણ હેલા ઝાડુની વાગમાં ભાળીભાળીને થાકી ગ્યા, તો કોય નથી જડતું. થોભો વાહાર પાડીએ.

૧ લો—૪ થો—બા સાબ ! ! એ બા સાબ ! એ તરલા !

૩ જો—અરે રામ ! કો બોલે ને કરે.

૧ લો—મને એમ લાગેસેં જે આ તળાવમાં તો કાંય થાયું નથી?

૨ જો—રામ રામ કરો હેવું હું હોય.

૪ થો—તમું કેવા લુંડા કે આજ કોઇ હાથે આ૦યું ના. હો દાદા હુરહેનને હું માં વતાડ હો.

૧ લો—આપણે મુહે ખરેખરી મેહ લાગી ગઇ. આપણ હો આ તળાવમાં મરીએ તો તાઝું થાય કે આપણું મુહ નીચું ઘાલવું ન પડે. ( રૂવે છે. )

૨ જો—હાય હાય રે મારા બા ! ! ( છાતી કુટતો પડે છે. )

૪ થો—ઓ મેલડી માતા ! તને દીવો ને નાળીએર ચઢાવહું ને એક તાગો બકરો મારહું તું માહરાં બાસાબને બતાવ.

૨ જો—રાણી બાઇને પેટ દાહડા હતા. તે પણ કંઇની મોર ઓહે ! ( સાંભળતો હોય એમ ) મને તો બાબા હુરહેનના પોગ વાગેસે. ઈહુંને હું જવાબ દીહું ?

૧ લો—સાલો આપણે ઘેર જઇને ભાળીએ.

( सुरसेन प्रवेश करे छे. )

**सुर.**—भला भायातो! ( भील लोको गभराईने मूढ बनी जाय छे ) केम बोलता नथी? में बधी वात जाणी छे. हशे जे थनार ते थई. हुं तमारो दोष काढनार नथी.

**द्रुतविलंबित.**

सवळुं ते अवळुं पळमां बने,
जगतमां विधिनी गती छे जुदी;
दुख पछी दुखने दुख आवशे,
शिवि शकाय शुं आभ गयुं फुटी?

**२ जो**—( धूजतो ) बापजी! बा साब तथा हमारां आईबा कांता ने तरला आ तलावमां अंघोळवा आव्यां हतां. तेरांनां पछी जडतां नथी. ( रोई पडे छे. )

**सुर.**—हा! ए वात में जाणी, ए सांभळीने.

( **शार्दूलविक्रीडित.** )

चाले आडां भ्रमणु शिरमां, चक्र आवेज आंखे,
रेंसाये छे धसीं धसीं रह्युं, काळजुं कां न फाटे?
अंगे अंगो जड थई गयां, भांगीयां शक्तिहीन,
तोये मारा दुखरसिक आ पापी ना जाय प्राण! ६

( ढळी जाय छे. ) ( १ भील पकडी ले छे. )

**१ लो**—( रोतो ) बा तमुं आम सेक विहवाह सोडो सो!! तमुं थकी हमुं हधळां ज़ीवीएसे. आपडुं भलुं थयुं एतरूं कांई ओसुसे!!

**सुर.**—अरेरे! जो मारो, अरे मारा बंधु जयचंद्रदेवनो जय थयो होत ने पछी मने गमे तेम थयुं होत तोय हुं बोलत नहि. पण आ एक पछी एक दुःखमात्रनीज परंपरा माराथी स्हेवाती नथी. अरे दुष्ट दैव! तें मने आटली पायमालीनो साक्षी थवाज जीवाडयो!! धिक्कार छे मारा जीवतरने! मारे हवे शुं करवुं? हें कान्ता तथा यौवनश्री अहींयां आव्यां हतां नहि?

૧ ભીલ—હા, બા ! ને લેરાં પસી જડતાં નથી.

સુર.—રે બેન ! તું કેમ જવાબ દેતી નથી ? આ મારૂં હૃદય,

( हरिणी. )

અજય દવથી, દાઝી દાઝી બળી ચચરી મરે,
અરિકરવિષે બંધાયાથી અજાસમ રીબતું;
બળતું મરતું કાંપે ડોલે ડરે તુજ ના દીઠે,
શિતલ કર રે બેની ! બોલી મીઠું જલ સિંચતાં. ૭

૧ ભીલ—(બીજા ભીલ લોકોને) તમું હરકા ઘોરૂં ગમે જઇને બાબા હુરહેનને માટે હઘળો સામાન ભેળો કરાવો. ઇહુંના હેવાલ તો તમે હમઝયાજ હોહે. (બીજા ભીલ લોકો જાયછે.)

સુર.—અરેરે કોઇ પ્રતિઉત્તર આપતું નથી. રે કાન્તે ! શું તું પણ ક્રુર થઇ,

( वैतालीय. )

સખિ ! તે તવ પ્રેમ ઓગળ્યો, ગણકાર્યો નહિ પ્રાણનાથને;
અથવા દીનદાસશું રીસથી, ધરિ અકારણ આજજ મૌનતા ! ૮

તું પણ આમ અવળી થઇ બેઠી ! દૈવયોગે જે ન થાય તે ઓછું. આ વનની વૃક્ષકુંજોમાં એ વિહાર કરતાં હશે માટે ચાલો ત્યાં જઇને જોઇએ. ( ચાલે છે. )

અહા શી તરૂવરની ઘટાઓ ને પક્ષીઓનાં ગાન !

( हरिगीत. )

ઊંચાં નીચાં તરૂવર ઝુકે કરિ નાટ્યશાળા ગોળ, ને;
લીલાં લીલાં ઝાંખાં પીળાં વળી રંગ રંગી ચિત્ર તે;
પક્ષી નમી નમી ગાય જોડી સ્વર પ્રિયા સાથે રટે,
દોડે ધીમે ઝરણો ઝીણું મીઠું ગાન ઝમઝમ ઊચરે. ૯
પવનલ્હેરે તરૂવરો તરૂવાસીનાં પિછ ઉડતાં,
ગિરિગહ્વરો ઘુઘુકાર કરતી સર્વને પ્રતિશબ્દમાં;

ધોધ ધધડે ડુંગરથી આ તિમિર ઝીણુથી ટાઢું છે,
તેમાં પ્રિયા બેની વિલાસિ નિહાળતાં અટક્યાં હશે! ૧૦

રે બેહેન યૌવનશ્રિ! હે કાન્તે! અરે, કાન્તા! તું પણ આજ આમ કેમ અવળી થઇ બેઠી? બેહેન યૌવનશ્રિ! તને મારા ઉપર ખોટું લાગ્યું હશે પણ તું મારી અભાગી વાત સાંભળીશ ત્યારે મારો વાંક નહિ કાઢે. આવી જાતનો વિહાર કેવો! આવો ટોળ પણ સારો નહિ! રે પ્રિયે પ્રાણાધાર! રે સહોદર ભગિનિ! કેમ પ્રતિઉત્તર નથી દેતાં?

**वसंततिलका.**

ઉઠે વિતર્ક અવળા અવળા વિચારો,
મુઝાય છે હૃદય ને જીવ જાય મારો;
હાસ્રી મુકો રમત આ ક્રૂર કેવી માંડી?
કાન્તે! ન બોલતી તુંએ નવ રીસ છાંડી!! ૧૧

હા કાન્તે! ખરેખાત તું રીસાઇજ રહી છે. અરે ભુંડી આવી તે રીસ ઘટે? તું રીસાઇને પણ મારાથી આટલીવાર વિખુટી રહી શકે છે તેથી મને નવાઈ લાગે છે. તું રીસાતી તોયે તારાથી રેહેવાતું નહિ, અને તારો અંતર્પ્રેમ છલકાતો.

**शिखरिणी.**

રિસાતી તું ત્યારે વદતી નહિ વાણી મુખથકી,
ન લેતી દાળીને પ્રણિપત કરૂં હું નમીં નમીં;
રમે ઊંચાં નીચાં પ્રીતિભર છુપાં તોય નયનો,
બતાવી તે ઠારે શિતલ મૃદુ પ્રેમાર્ણવ મીઠો. ૧૨

હવે તો તે નયન પણ નજરે નથી પડતાં એટલે શી દશા થશે!! પ્રિયે કાન્તે! તારા મનમાં સંશય છે કે હું સુરસેન હોઇશ કે નહિ હોઊં? ના ના તેતો નજ હોય. એકવાર મારો હાસત્વનો અવાજ સાંભળ્યા પછી પણ તું તેના વિષે ભ્રમિત નજ થાય. અથવા.

शिखरिणी.

પ્રિયે! તેં રીસાવી કુસુમસ્રજથી હાથ કસિયા,
મિષે બોલી, હાવાં નહિ નડી શકો રંગરસિયા;
પછી મેં પે'રાવી ભુજની ઝટ બેલી તુજ ડીલે,
છુટી જાવા દોડી સ્રજ તુટી રમ્યો રંગ અતિશે. ૧૩

તેનો તેજ તારો દાસ હું છું; માટે સર્વ શંકાનો ત્યાગ કરી પ્રતિઉત્તર આપ.

अनुष्टुप्.

આવીને ફરીથી તેવું, અંગને ભેટ તું, સખિ!
તારાવિના વિયોગે છે પ્રેમમાં બળતું દુખી. ૧૪

અરેરે,

उपजाति.

સંયોગમાં પ્રેમ સદા રમાડે, મીઠા નવા રોજ રસો જમાડે,
વિયોગમાં તેજ વિશેષ માંડે અગ્નિ ઉપાધિ, અતિશે વિતાડે.૧૫

માટે તારા દાસઉપર દયા લાવી એક વાર તો પ્રતિઉત્તર આપ. અરે કાન્તે! કાન્તે! (માથુ કુટતો) મારૂં કર્મ છેકજ કુટી ગયું?. આટલું પળ ઠરવાનું ઠામ હતું તે પણ ઉઠી ગયું; અરે પ્રિયે! તારા મૃદુઅંગને શું થયું હશે? નહિ તો આટ આટલું થતાંએ તું ન બોલે એ સંભવતું નથી. અરે વનદેવતાઓ!

मालिनी.

રસિક મદન અંગે અંગશું જાય વારી,
નયન પ્રીતિ ઝરંતાં ઝાળ દે સર્વ ઠારી;
ધીમીધીમી મૃદુ ચાલે પાય તર્છોડતી રે,
નવ દીઠી શું પ્રિયા તે વિશ્વને મોડતી રે? ૧૬

(જરાક થોભીને)

અહો કોઇ પણ પ્રતિઉત્તર આપતું નથી!! પ્રિયા કાન્તા આજ ગહનમાં આવેલી હતી તથાપિ આ તરૂવરાદિ વનવા-

સીઓને એનાવિષે કાંઇજ ખબર નહિ હોય ? અરે હૃદયાધાર !
તારૂં શું થયું હશે ! उपजाति.

તારૂં મૃણાલી સરખું કૃશાંગ, તેનો કર્યો ઘાતકીએ શું ભંગ?
દયા ન આવી દીલમાં શું તેને? કાન્તિતણો સાર વિખેરી દેતાં. ૧૭

અથવા, अनुष्टुप्.

હોમાઈ તું ગઇ તુતી, અરિઅગ્નિની ઝાળમાં ?
કે ચઢી અવળી વાટે આંધળી પ્રીતિફાળમાં ! ૧૮

પણ જો તું આ માર્ગે ગઇ હોય તો તારાં પગલાં સરખાં પણ ન પડ્યાં હોય ? (સૂક્ષ્મદૃષ્ટે નિરૂપણ કરતો અને ડોકુ ધુણાવતો) ચરણમુદ્રા પણ જણાતી નથી ત્યારે શું શત્રુઓજ એને હરિ ગયા હશે ! (વિચારતો) રે ભૂધર !

हरिणी.

કઠણ દિલ હું જાણું તારૂં કદાપિ ન ઓગળે,
તદપિ વિનવું કાં કે દૃષ્ટિ પડે તુજ વેગળે;
વળી, ચકિત દિલનું ભીતિ પામી ચિરાઇ જતા સ્વરે,
રૂદન સુણીને તારૂં ચિત્તે ચિરાઇ ગયું હશે. ૧૯

તેથી રે ગિરિરાજ મને પ્રિયાની કાંઇપણ પ્રવૃત્તિ આપો, (જરા થોભ્યા પછી) અરેરે એ તો કાંઇ બોલતો નથી. (અટકી જઇને) અહો આ જલાશયને કીનારે ચક્રવાક પોતાની પ્રિયા સાથે શા આનંદમાં વિલાસે છે ! લાવ એને વિનતી કરૂં.

शार्दूलविक्रीडित.

દેખી સૂર્ય નમી જતો નભવિષે સંધ્યા સમે આથમી,
પાડી ખેદિત ચિસ રાત્રિ રડતી હોશે પ્રિયા આપડી;
તેવી શત્રુ નિહાળી ચિસ દઇને ધર્ણું ઢળીને પડી,
દીઠી, જાણી. સુણી, પ્રિયા નથી શું તેં હે પ્રેમશિરોમણિ ! ૨૦

અરે એ પણ મારો શબ્દ સાંભળી ઉડી ગયો. રીપુ તો અહીં ક્યાંથી આવ્યા હોય ? એ શંકા તો ખોટીજ છે. રે કાન્તે ! તારાથી રસ્તો કેમ કપાતો હશે ?

### द्रुतविलंबित.

ચકિત થાકી જઈ બનતી હશે, સરવ અંગ ઢીલાં પડતાં હશે,
મુખથી સ્વેદ લઈ લઇને કરે, કરથી કોણ તને તહિં ટેકવે? ૨૦

આટલી બધી મારી વ્યથાની સાક્ષી થવાને તું શીદ સંતાઈ રહી છે. હવે તો,

### हरिगीत.

આવી પછાડીથી આંખ દાબી ઉછંગમાં તું સુવાડી લે,
કે હૃદય સરસો ચાંપીને મુજ પ્રેમતરસ છીપાવી દે;
કે નયન નયને દોરપ્રાતિ રચિ મદનનૃત્ય નચાવા દે,
ક્યાં ગઈ બધી તુજ સરલતા મૃદુતા? થઇ આડી હવે. ૨૧

વળી,

### द्रुतविलंबित.

લગરિયે નિજ દુઃખ ન લેખતી, મુજ મનઃસુખ તું અનુવર્તતી,
તન અને મનમાં દુખી દેખીને પણ દયા ધરતી કયમ ના પ્રિયે! ૨૨

(એકદમ ઝીણી નજરે જોઇને) અરે! મારી દૃષ્ટિમર્યાદાને એ શું ઓળંગી ગયું?

### हरिगीत.

શું થનન થનગન નાચતી પ્રીતિ પ્રેમરસિલી વહી ગઈ,
નયનદ્વારા ચિત્તમાં ખચ ખટક ખટકો કરી ગઈ;
વળી ચિત્તને કરી મુત્ત નિજ પુંઠે પ્રમત્ત હરી ગઈ,
નિજ પ્રેમ મૃદુ શુભ કાન્તિમય છબી અંગઅંગ જડી ગઈ. ૨૩

તેથી લાવ એને હવે હાથ આવેલી શીદને જવા દેઉં (દોડે છે) (અટકીને) અહો આ ભવ્ય સરોવરના સુંદર પ્રદેશમાં એ આવીને સંતાઈ ગઈ લાગે છે. (તપાસતો) આ પેલું હરણ મારી આગળ હાંફતું હાંફતું પાણી પીવા આવ્યું તે તો મેં નહિ દીઠું હોય? ના ના, મારી કાન્તા કાન્તાજ મને છેતરી ગઈ. લાવ એ કુરંગીને પુછું. તને પ્રિયા કાન્તા સાથે કંઇ પરિચયછે?—

### वसंततिलका.

તારા સમાન કૃશઅંગી કુરંગનેત્રી,
ચાલે ભૂમિ જયમ ડરે ત્યમ સૂક્ષ્મગામી;

ચુંએ પ્રીતિરસ મૃદુશીલ અંગ અંગે,
બેઠી રમી નથી કુરંગી શું તે ઉછંગે ? ૨૪

(હરણી દોડી જાય છે) પ્રિયાના કોમળ કરનો સ્પર્શ એને થયો જણાતો નથી. મારી પ્રાર્થના સાંભળતાંજ નાશી ગઈ. આજ તે સરોવર જ્યાંથી પ્રિયાની ઉપલબ્ધિનો સંભવ છુટ્યો. અરે બેની, અરે કાન્તા ક્યાં હશો. (નિસાસો મુકે છે.) પ્રિયે!

**हरिगीत.**

પ્રીતિરસભર્યું તુજ અંગ અંગ શું જળ રસે રહ્યું ઓગળી,
કે કઠણ દીલથી થઇ જઇ જડ શૈલમાં જડતા ભળી;
કે ખાક થઇ મદનાગ્નિએ તટ રેતમાં તું ગઇ મળી,
કે પવનમાં થઇ પવનને આકાશ ભર્યો શું તું વળી. ૨૫

પ્રાણાધાર ! તારૂં શું થયું હશે ? પ્રતિઉત્તર આપ. આ તટની રજ રૂપ તું થઇ હોય તો આ રજને મારા અંગોઅંગે લલાડું તેથી જોઇએ શાન્તિ વળે છે ? (તેમ કરે છે) ધૂળ તે વળી શી શાન્તિ આપે. ત્યારે હવે કેમ કરૂં. પવન તો ઘણોય મને ભેટે છે પરંતુ તેનાથીએ શાન્તિ થતી નથી. પ્રિયાના મૃદુ કરના શીતળ સ્પર્શે જે શાંતિનું અમૃત વરસે તેના જેવી શાંતિ બીજા કશાથી થનાર નહિજ, અહો !

**अनुष्टुप्.**

પ્રિયા કેરી મુદુ અક્ષી, બોલાવે પ્રતિવીચિથી;
ધન્ય ધન્ય મળ્યો હ્વાવાં, ભેટું લે મન મુકીને. ૨૬

(સરોવરના જળમાં પડે છે ને નહાય છે) આ કમલનાં ફુલ કેવાં રળીયામણાં દીસે છે !! લાવ એકાદ ભાગી લાવું. પણ

**अनुष्टुप्.**

જેને ગળે સુહાશે એ હાર તે દુર્લભા બની;
લાવીને શું કરૂં એને, વ્યથા વાધે સ્વચિત્તની. ૨૭

લાવ હવે બહાર નીકળું. (કીનારા તરફ જાય છે) અરે મારે પગે આ શું વીંટાયું. શું પ્રિયા કાન્તા જલમાં સંતાઇ

રહીને મને આમ વિનોદ કરાવા ધારે છે. લાવ જરા આગળ ચાલું. અરે પુષ્પની પેઠે મારી પાછળ આવે છે. આવ પ્રિયે! તને હું કાઢનાર નથી. હું પણ તારી સાથે રીસાયો છું. મેં આટ આટલું કર્યું પણ તું બોલી નહિ! રે હઠીલી!

**इंद्रवज्रा.**

આવી મને અંગશું ભીડી લેઊં, આવી પ્રીતિહાર્યસુધા તું પાઊં;
તીણી દૃશે રોષ ઉખાડી નાંખું, તો પ્રાણપ્યારી! ઝટ હું મનાઊં. ૨૮

અહો! અદ્યાપિએ બોલતી નથી એવી તારામાં અક્કડાઇ ક્યાંથી આવી ગઇ!! લાવ ત્યારે હુંજ તને બહાર કાઢીને આલિંગન દેઊં. (નિચો નમી હાથમાં ઉપાડી લેઇ તટઉપર આવે છે) (નીહાળીને જોતો) આશ્ચર્ય! મૃણાલદંડ ભાગી જવાથી કરમાઇ ગયેલું કમલ નમી ગયેલું હોય એમ તારૂં ગળું તો ભાગી ગયું છે! તારૂં સુરસવદન તારા કેશથી આચ્છાદિત છે તેને જરા ઉઘાડીને મારા ફુટી ગયેલા નશીબને છેલું આલિંગન ચુંબન દઊં. (કેશ ખસેડતાં) અહો વિપરીતતા!

**अनुष्टुप्.**

આશા સર્વ તણું બિંદુ, હૃદયસ્તંભ રૂપિણી;
દેખું સત્ય, પડ્યો સ્વપ્ને, અથવા દૃષ્ટિ છે ભ્રમી!! ૨૯

ભગિની યૌવનશ્રી!! હવે સર્વ સમજાયું. કાન્તે! કાન્તે! (હૃદય કુટતો) મનેજ દુષ્ટ દૈવે સર્વ કુટુંબના નાશનો સાક્ષી થવા જીવાડયો! આ સરોવરમાં હું પણ હવે પ્રાણત્યાગ કરૂં. (ઉભો થાય છે) આંખે હાથ દેતો.

**दुहो.**

તિમિર ચઢયું ચોપાસથી, મધ્ય ધ્રુજ્યું મુજ ગાત્ર;
હૃદય બધું થાકે ચઢયું, સ્તબ્ધ સ્તબ્ધ સૌ ગાત્ર. ૩૦

( મૂર્છા આવી ભૂમિપર પડે છે. )

॥ इति तृतीयोऽङ्कः समाप्तः ॥

# चतुर्थोऽङ्कः

## પ્રવેશ ૧ લો.

સ્થળ—પાટણમાં કાન્તાને રાખેલી છે તે ઘરનો છેલો માળ,

બેશુદ્ધ થયેલાં કાન્તા તથા તરલા અને કરણ.

**કરણ**—(તરલાને કપાળે હાથ મુકી) પ્રિયે કાન્તે! ઉઠ. તારી મધુરી આંખ કેમ મીચાઇ રહી છે! (તરલા જરા હાલે છે) અહો મારા શબ્દોમાંજ મોહિની જણાય છે! તારા અંતરમાં મારા પ્રતિ પ્રેમ પ્રથમથીજ રોપાયલો જણાય છે નહિ તો મારા શબ્દો સાંભળી તું હાલે શાની? ખરેખાત પ્રિયે! આપણે પ્રીતિના તારથી સંધાયલાં છીએ. ત્યારે તને ઉઠાડવાનો આ એક બીજો પ્રયત્ન કરૂં.

( તરલાને ચુંબન કરે છે ) ( તરલા ઝબકી ઉઠે છે. )

**તરલા**-(ચોતરફ જોતી) બા સાહેબ! ચાલો,નાસો.એ દુષ્ટ આવ્યો!

( નાસવા જાય છે ) ( કરણ પોતાની બાથમાં પકડી લેછે. )

**કરણ**—મધુરી પ્રિયા! તું કયાં નાસે છે? તું નિર્ભય સ્થળમાંજ છે.

**તરલા**—(તરછોડતી) રે દુષ્ટ! તું કોણ છે? હું કયાં આવી છું? માતા યૌવનશ્રી અને કાન્તા કયાં છે?

**કરણ**—(મુકી દેતો) ત્યારે તું કોણ છે?

**તરલા**—એ મારાં માબાપની દાસી તરલા.

**કરણ**—(મનમાં) અહો શી આ દાસીની કાન્તિ! એને જો સમજાવું તો મારૂં કાંઇક વળે ખરૂં. ચાકરલોકો નીચા સ્વભાવનાજ હોયછે ને હું જો આને દ્રવ્ય વગેરેની લાલચ બતાવું તો એ ખસુસ મારે વશ થાય ખરી. (જાહેર) અરે તરલા! તું ડરે છે શા માટે? તું અત્રે નિર્ભય છે ને આ મંદીર મેહેલની ધણી છે.

**તરલા**—તમે કોણ છો? બા સાહેબ કયાં છે?

**કરણ**—તારા ચરણનો દાસ હું કરણ છું.

( પગે પડવા જાય છે ) (તરલા અટકાવે છે.)

**तरला**—(કાંપતી) તમારા હાથમાં હું ક્યાંથી આવી ?

**करण**—તારાં બા સાહેબ તથા કાન્તા સર્વે અત્રે કુશલ છે. તેમને કોઇ પ્રકારની ભીતિ નથી. પણ તેમને મળતા પેહેલાં મારે તને અભિવંદન કરવું ઘટે છે.

**तरला**—તમારી બોલી કાંઇક ઓર તરેહની સમજાય છે.

**करण**—(તરલાને ગળે હાથ મુકતો) તારા આ કોમળ હૃદયને ગમે તેવી લાગે તોય શું ? એમ પણ હું તારો સેવક થઇ શકું તો પછી બાકી નથી.

**तरला**—તમે આજ જયશેખર રાજના રાજ્યમાં આવી વસ્યા છો અને વળી તેમની દાસીઓ જોડે આવા ટોળ કરો છો તે છાજે નહિ.

**करण**—જયશેખર તો તેમને રસ્તે ગયા. તારે હવે તારૂં સંભાળવાનું છે. તું આજે જો મારૂં કેહેવું માનીશ તો તને મારી પટ્ટરાણી બનાવીને રાખીશ.

**तरला**—ને ન માનું તો.

**करण**—તો તારે એમ ન સમજવું કે મારી આટલી વાત જાણીને તું છુટી શકે..

**तरला**—(મનમાં) હું.આ વિકટ સંકટમાં પડી. બા સાહેબ ક્યાં હશે તે વાતની પણ કાંઇ ખબર મળતી નથી ને આ તો ઉલટું ત્રીજું નીકળ્યું.

**करण**—કેમ તરલા શા વિચારમાં છે ?

(**वसंततिलका.**)

એ નાથની ભર્મી પુઠે સુખ તેં દીઠું શું !
કાંટા જમી વનતણા ધૂળમાં રમી તું;
છાજે ખરે તુજ સમા મૃદુ અંગને તો,
આ મ્હેલ, મંદિર, ઉછંગ સુરંગ હેતો. ૧

**तरला**—(ગભરાતી) મને મહારાજા! સમજણ નથી પડતી કે શું કરવું. મારૂં મન મુઝાઇ ગયું છે(બીજી તરફ જોતી)અહો આ

કોણ ! ( નિહાળતી ) આ તો બા સાહેબ કાન્તા ! ! શું એમની પણ મારા જેવીજ અવસ્થા થશે ! રે દૈવ !

अनुष्टुप्.

ક્ષત્રીજાઇ તણા બેલી ! વ્રતના પ્રતિપાલ હે !
વ્રત સાચવવા કેરૂં હૃદયે ધૈર્ય દે હરે ! ૨

करण—અહો ઠીક બતાવ્યું ! એજ કાન્તા કે ? ત્યારે લાવ એનેજ જગાડું. ( ચુંબન કરવા ધસે છે. )

तरला—અરે પાપી ! એ સુતી સિંહણને શીદ જગાડે છે. એને જગાડીશ તો તરતજ એ તને એના શાપરૂપી પંજામાં સપડાવી લેશે.

करण—( તરવારપર હાથ મુકતો ) તારા હોઠને બંધ કરવાની આ મોહોર દીઠી છે ?

तरला—મારાહોઠબંધકરતા પેહેલાં તે મારેગળેશે નથીલપટતી?

करण—( મનમાં ) અરે આ ક્ષત્રાણીની દાસીમાં આટલું પાણી છે તો એનામાં તો શુંએ હશે. વાસ્તે જવા દે. ( હસતો ) અરે એમ તે સંભવે ?

वसंततिलका.

જે ડોકશું કુસુમવજ્ર કુસુમ ઝૂકે,
જે મુજ જીવિત તણો દૃઢ થંભ દીસે;
તે ઠામ કેમ ચઢશે અસિ પત્ર ધાર,
જો આમ હાથ ઘટશે મુજ તેહ ઠાર. ૩

( તરલાને ગળે ભેટે છે. )

तरला—( મનમાં ) જો આને હું મારી પક્ષમાં નહિ લેઊં તો મારે ઉગરવા વારો નથી. ( જરા તરછોડતી ) જાઓ જાઓ તમારામાં શું ઠેકાણું છે ?

करण—એમ કેમ ?

तरला—એક તરફ કાન્તાને દેખીને ગાંડા બનો છો, ને વળી મને લલચાવો છો એ કેમ સંભવે ?

करण.—મારે બીજીનું હવે શું કામ છે? એ તો માત્ર તારી દૃઢતા જોવા સારૂં તારા પ્રેમની કસોટી કાઢી જોઇ. ને તેં પણ કેવી યુક્તિ કરી!! મને ડરાવા સારૂં શાપ બાપની ઠીક ગપ ઠોકી દીધી.

तरला—નાજી એ ગપ નથીજ.

करण.—ત્યારે શું સત્ય છે? હમણાંજ પ્રત્યક્ષ કરી બતાવું પણ તને વળી ખોટું લાગે માટે જવા દઊં છું.

तरला—એવી વાત પડતી મુકો.

करण.—પ્રિયે! તું તો ત્યારે મારા હૃદયની પટ્ટરાણી થઇજ. પણ એક મારો મનોરથ છે તે તું પરિપૂર્ણ કરે તો થાય.

तरला—(મનમાં) અરે મેં આ શું કર્યું. આના આગળ શી વાત કરી. હું શુદ્ધિમાં છું કે કેમ? પણ ખેર; થઇ, ન થનાર થનાર નથી. આવો સારો પ્રસંગ મુકીને મુવેલા જયશેખરની રાણી પછવાડે ભમ્યામાં હવે શું ફલ છે? પેલા કેહે છે તેમ લક્ષ્મી ચાંલો કરવા આવે ત્યારે મોં ધોવા શીદ જઇએ..(જાહેર) પ્રાણનાથ! અમે તો રાજ્યગાદીનાં સેવક. આપના ચરણની પણ રજ. અને તેને તમે આટલો સત્કાર કર્યો.એથી બહુ ઉપકૃત છું.

करण—પ્રિયે! अनुष्टुप्.

તારા સમું ભર્યું તે જે, પાણીવાળું સુરત્ન તે;
માથે બાંધ્યું ઘટે સારૂં, ચરણે નવ શોભશે. ૪

तरला—મહારાજ! પણ તમ સરખા ગુણ ગ્રાહીનો મારે પ્રસંગ શા સદ્‌ભાગ્યે થયો?

करण—તમારા સૂરસેનના મિત્ર હરદાસ જે અત્યારે અમારા મિત્ર મંડળમાં છે તેમની પાસેથી સર્વ વૃત્તાંત મેં જાણ્યો. તારા રૂપની પ્રશંસા સાંભળી તુંજ મારી પટ્ટરાણી થાય તો સારૂં એવો મારો નિર્ણય થયો.

तरला—(ધ્રૂજતી) શું હરદાસ આપના મિત્ર છે?

करण--(ઉછંગે લેતો) રે હરણી ડરે છે કેમ ?

तरला--(રડતી)મારી શરમનો એ સાક્ષી થશે!મને મ્હેણાંથી શારી નાંખશે. મહારાજ!મારૂં ગળું તમારી તરવારથી વાઢી નાંખો, મારી આંખો ખોતરી કાઢો પણ મને એ શરમમાંથી બચાવો.

करण--(હૃદયે ચાંપતો) તેની કોઈ તરેહની ફીકર નથી. હરદાસ મહાનીચ સ્વભાવનો છે માટે એને ખસતો કરવાની યુક્તિ કાલેજ અમલમાં આવનાર છે.

तरला--(જાગૃત થતી) એ બોલ તો મારા હૃદયમાં અમૃત રેડે છે. પણ હજુ બીજી અડચણ છે. આ કાન્તાનું કેમ થશે ?

करण--તેજ હું તને કહેવા જતો હતો. પણ વાહ ! શી તારી તીવ્ર વિચક્ષણતા ! તેંજ તે વાત સંભારી.

तरला--હા મહારાજ ! તમે કાંઇક તમારા મનોરથની વાત કરતા હતા ખરા.

करण--તે મનોરથ મેં તારી અડચણો આગળથી સમજી જઇ નેજ તારા સુખને અર્થે આદરેલો છે.

तरला--તે શો ?

करण--એ કાન્તાને પણ એકાદ વાર ટીકો કર્યો એટલે પછી શું ઊંચું જોનાર છે. શરમનો બુરકો એના પર પણ ઢંકાયલોજ રેહેશે.

तरला--પણ તે સાધ્ય નથી.

करण--તું એની હૃદય જાણનાર મિત્ર થઇને ડરે છે શું ? સમજાવી લાવવા યુક્તિ નથી જડતી ?

तरला--એ સમજવી કઠણ છે. એ કાર્યમાંથી શો પરિણામ થાય તે હું કહી ન શકું. પણ પ્રયત્ન કરીશ.

करण--ઠીક છે.

तरला--પણ આપણે આમ ગુપ્તજ પ્રીતિ રહે તે ઠીક નહિ.

करण--હું સમજ્યો. પણ કાંકણ દોરાથી એકવત્ થયલાં હૃદયની ગાંઠ શું વધારે સજ્જડ થનારી છે ?

तरला--લોકમાં તો તેમ ખરૂં !

**કરણ**—ત્યારે તારે એમ ન સમજવું કે હું કોઈ રીતે ડરૂંછું.
**તરલા**—પણ તે કાન્તા અને હરદાસનું નક્કી થયા પછી.
**કરણ**—હા તેમજ. વાહ! મારૂં ધન્યભાગ્ય!

(वसंततिलका.)

આજે ફળ્યું ફુલ્યું મનોરથદ્રુમ મારૂં,
સંપૂર્ણ આજ જય યજ્ઞ થયો હું માનું;
આજે કૃતાર્થ મકરધ્વજ સદ્ય થાશે,
કે રત્ન આ જડયું ગુણગૃહિતાની કંઠે. ૫

પ્રિયે તરલે! રખે તું હવે તરલતા રાખતી.

**તરલા**—નામ માત્ર પણ નહિ રાખું. આજથી હું તરલા નહિ કેહેવાઉં, પણ રમા નામથીજ ઓળખાઇશ.
**કરણ**—યોગ્ય છે. રમાની દાસી થવા કાન્તા ત્યારેજ યોગ્ય થશે.
**તરલા**—સ્વામિનાથ! આ પ્રસંગ હવે લંબાવવામાં ફલ નથી. હું તો મારા સદ્ભાગ્યના વિચારમાં કાન્તાની વાત વિસરી ગઈ હતી પણ તમે ઠીક સ્મૃતિ કરાવી.
**કરણ**—મને પણ લાગે છે કે હવે મારે તને કાન્તા સાથે સમજુત કરવા એકલીજ મુકવી જોઇએ.
**તરલા**—જેમ રૂચી.
**કરણ**—(તરલાને ગળે ભેટી) પ્રિયે! સત્વર શુભ અભિનંદન મોકલજે.
**તરલા**—આપના પ્રતાપે સર્વ સુલભ થશે.
**કરણ**—હું ક્યારે પાછો આવું ત્યારે?
**તરલા**—મારાથી જે થશે તે હું એકાદ બે દિવસમાં કરીશ, પછી તમને જણાવું ત્યારેજ પધારજો.
**કરણ**—ઠીક. પરંતુ તને મળ્યાવિના તો એક ક્ષણ પણ વર્ષ સમાન છે. વાસ્તે તું મને વારંવાર મળતી રેહેજે.
**તરલા**—એમાં શો સંદેહ છે. એ તે વળી કેહેવું પડતું હશે? તમારાવિના મારાથી કેમ રેહેવાય?

करण—ઠીક ત્યારે જાઊં છું (જાય છે.)

तरला—અહા વિધાતાનો શો ચમત્કાર! આવા ભયજનક આરંભમાંથી પણ સુખદાયક પરિણામ થયો !! નહિતો જેનું મસ્તક તરવારથી છેદવા યોગ્ય તેને આમ એકાએક રાજ્યકર્તાના હૃદયમાં સ્થાન કયાંથી મળે? યૌવનશ્રી કયાં હશે તેની મારે હવે ગરજ નથી. એ વાત ન જાણીજ સારી છે. આ કાન્તા એક અહીં આવી પડી છે, તેને તો હું હરેક પ્રકારે પણ મારા પતિતપણાની સાક્ષી નહિજ થવા દેઊં. આવા સાંકડા પ્રસંગમાં મેં શું ખોટું કર્યું છે? (છાતીપર હાથ મુકતી) રે હૃદય! શીદ કાંપે છે? સ્વસ્થ થા. તેં કંઈ અધર્મ નથી કર્યો. તું કાંઇ અમુક પુરૂષ કે સ્ત્રી વશ ન હતું. તારે તો જ્યાં રોટલી મળે ત્યાં નિવાસ કરવાનો છે, માટે દૃઢ થા.

कान्ता—(ઊંઘતી) રે સ્વામીનાથ! ધાઓ!

तरला—(ચમકીને) અરે! મારા શબ્દો સાંભળીને તો નહિ! (પાસે જાય છે) (નિહાળીને) નાના પોતે તો ભર ઊંઘમાં છે. લાવ હવે જાગૃત કરૂં. બા સાહેબ! કાન્તા! (કાનમાં બોલે છે.)

कान्ता—(ઝબકીને) અહો તરલા! પેલા દુષ્ટ કયાં છે! મારૂં રક્ષણ કર. માતા યૌવનશ્રી કયાં છે?

तरला—સ્વસ્થ થાઓ માતા. સર્વ સુકર છે.

कान्ता—મારૂં ચિત્ત અસ્તવ્યસ્ત ભ્રમિત છે. યથાર્થ વૃત્તાંત કહી જા. આ મહાલય કોનું છે? સરોવર કયાં ગયું? વનમાંથી આપણે કયાં આવ્યાં? સ્વામિનાથ પુનરપિ પાછા વળી આપણને ઘેર લાવ્યા?

तरला—તમને સરોવર આગળનો અકસ્માત્ તો યાદ હશેજ.

कान्ता—હાં હાં હાં. ત્યાંથીજ હું અહીં જાગી. અરે ત્યારે આ એ દુષ્ટ કરણનો અવાસ!! (ફરી ઢળી પડે છે) (તરલા ઝાલી લેઈ જળ છાંટે છે) (શુદ્ધિમાં આવી) તરલા! શું થયું?

तरला—આમ છેક ધૈર્ય તજો નહિ. હવેજ તમારે તમારૂં ક્ષત્રિયત્વ બતાવવું છે.

कान्ता—( આવેશમાં ) ક્ષત્રિજાઇને ઘટે તેથી વિરૂદ્ધ કિંચિત્ માત્ર પણ હું કરનાર નથી.

तरला—સત્ય છે. પણ રાજા કરણ આપણને દેહદંડ દેનાર છે એમ સાંભળ્યું છે.

कान्ता—એના જેવું શું રૂડું ? પણ હું ક્ષત્રાણી ખરી ત્યારેજ ગણાઉં કે એમની એમ બકરીની પેઠે ન મરૂં. જોઉં વારૂં મને કોણ લેઇ જાય છે ?

तरला—પણ તમે એકલાં, ને હું પણ, શું કરી શકશો ? આવા પ્રસંગે યુકિત કરવી સારી છે.

कान्ता—અમે કાંઇ યુકિત કુકિત સમજતાં નથી; યુકિતશાનીવળી?

तरला—એ કરણને કોઇ રીતે શરણ થઈ પછી આપણું કાર્યસાધવું.

कान्ता—વિષયી કરણની દોલતથી અથવા તેના સદ્ભાગ્યથી કે રૂપથી તું ઠગાઇ જણાય છે. મારાઉપર તેમાંનું એકે તો શું પણ તેથી દશ ઘણાં બીજાં સાધનો એ અસર કરી શકનાર નથી.

तरला—માતાજી ! તમે ભુલોછો. મેં તો માત્ર એક રસ્તો સૂચવ્યો. તેમાં તમે ક્રોધે શીદ ભરાઓ છો.

कान्ता—( આવેશમાં. )

શિખરિણી.

કુદૃષ્ટે જે ભાળે, દહન કરૂં તેનું વ્રતબળે,<br>
દૃઢપ્રેમાગ્નિ તે, પ્રકટ થઇ પાછો નવ વળે;<br>
કરે તે પાપીનું, દહન વળી તેના કુલતણું;<br>
લઘુ, વન્હિ કેરો કણ પણ, દહે કાનન બધું. ૬

तरला—સત્ય છે માજી. કુલદેવીના પ્રતાપથી વ્રતનો કદાપિ ભંગ થનારજ નથી.

कान्ता—અરે એટલે સુધી કે આ દેહભંગ પછી પણ નહિ.

तरला—ત્યારે શું તમે કરણની સામાં થશો ?

कान्ता—તારા શબ્દો સમજાતા નથી.

तरला—કરણ જેવા પુરૂષ સાથે બાથ ભીડવામાં તમને સહાય કોણ થશે ?

कान्ता—તરલા ! આ સત્યબળે સંધાયલાં મોતીનો હાર મારા હૃદયમાં સર્વ પ્રકારનું શૌર્ય આપવા સમર્થ છે.

तरला—તો પણ આ પ્રસંગ એવી ઉદ્ધતાઇનો નથી. ખમા કરજો બા સાહેબ મારે આટલું બોલવું પડે છે.

कान्ता—ફીકર નહિ તરલા. હિતાર્થીનાં વચન કોઇ વાર કટુ પણ મિષ્ટ ફલદાયી હોય છે. વાસ્તે તું અમારા કુલનો યશ ચાહીને જે કેહેશે તે ખોટું હશેજ નહિ.

तरला—(મનમાં) ઠીક છે. સીધે રસ્તે વાત પડી ખરી. વળી મારૂં કેહેવું એ નહિ માને તોયે ફીકર નથી કેમકે પેલા હારની કુંચી તો અદ્યાપિ હું વિસરીજ ગઇ હતી. (જાહેર) માજી આપની બહુ ઉપકૃત છું. માતા યૌવનશ્રી કયાં હશે તેની આપણને ખબર નથી. આપણે કયાં છીએ ને કેવા સંકટમાં, તેની પણ આપણને કલ્પના સરખીએ નથી. તો તેવે પ્રસંગે બાલભાવ આચરવો યોગ્ય નથી.

कान्ता—એ વાત ખરી. પણ જો તારા મનનો વૃદ્ધભાવ આચર્યાથીએ માતા યૌવનશ્રી કયાં છે તે જણાતું હોય તો તેમ કરીએ. સંભવે છે કે આપણને એ દુષ્ટ કરણ અહીં કાંઇ મલિન વિચારથી હરિ લાવ્યો છે, ને માતા યૌવનશ્રી તો વનમાંજ રહ્યાં છે. તે ત્યાં ઝુરતાં હશે ને આપણ અહીંયાં ઝુરીએ છીએ. વાસ્તે ઝટ લઇ તરલા તારા મનની વૃત્તિ ખુલ્લી કર.

तरला—માજી મને ખમા કરો તો કહું.

कान्ता—હિતાર્થીને ક્ષમા માગવાની જરૂર નથી. જે હિતમાંજ રાજીછે તે કટુ પણ વચન, પરિણામ નિરપેક્ષ કહ્યા વિના રેહેશે

નહિ. પણ આ પ્રસંગમાં મારી સર્વ કલ્પનાના બળથી હું વિચારૂં છું તોપણ એવો મને એકે માર્ગ નથી જડતો કે જે તરફ જવાનો ઉપદેશ તારા તરફથી કટુ વચને નીકળે.

**તરલા**—એમ છે ત્યારે કાંઇ ફીકર નહિ. હું નિઃશંક કહું છું. મારી મતિ એવી છે જે કરણરાજા જેવા વિષયીને છેતરતાં વાર નહિ લાગે. (મનમાં). કરણ એકવાર એની પાસે આવે તો પછી એ શુદ્ધ રેહેનાર નથી. (જાહેર) માટે એને બાહ્યપ્રેમ બતાવીને પણ છેતરવો ને આપણો હેતુ સાધવો.

**કાન્તા**—(ક્રોધથી) તારી નીચ જીભને બંધ કર. તને તારા જેવીજ બુદ્ધિ સુઝી. ક્ષત્રિજાઇ કોઇ પ્રસંગે પણ એવા સંબંધમાં પર પુરૂષ શું કેમ આવી શકે ? અગ્નિને ઘૃતનો સંયોગ થતાં તારા જેવાં નિર્માલ્ય વરખડાંને પ્રદીપ્ત થયલો અગ્નિ પ્રજાળી નાંખે. પણ જા, મારા શાપમાંથી બચવાનો એકજ માર્ગ કે મને તારૂં મોં સરખું પણ ન બતાવીશ. તારી સર્વ વાર્તા હું સમજી ગઇ છું. તું કરણના તરફથી મને લલચાવવા આવી છે પણ તારા નીચ પતિને કહે કે એ ક્ષત્રાણી તારા જેવા પતંગને તો કયાંએ મસળી નાંખશે.

**તરલા**--માજી !

**કાન્તા**--બસ. એકદમ તારૂં પતિત મોં અહીંથી સંતાડ. અબ ઘડી મને મારા ઇષ્ટદેવ શ્રી મહાદેવ અને વ્રત પ્રતિપાળ પ્રિય પતિની સલાહ લેવાને એકલી થવા દે. નીકળ, નહિ તો તારો નાશ પળ માત્રમાં કરીશ.

**તરલા**—(મનમાં) ઠીક છે. અત્યારે તો ચાલો; પણ હવે જોઉં એનું વ્રત કેવું ચાલે છે તે. કાંટોજ કાઢી નાંખું એ વચમાંથી. કરણને જઇને વાર્તા નિવેદન કરી આવતા પ્રભાતેજ એના પર મોકલું. (જાહેર) ક્ષમા કરજો માજી. તમે મારા પર કુતર્ક બાંધ્યો છે તે વિચારી જોજો. હાલ તો દાસી હુકમને તાબે છે.

(નમન કરીને જાય છે.)

**कान्ता**--હે કુલ દેવતા! હે વ્રત પ્રતિપાલ પ્રાણનાથ! તમે મને સહાય થાઓ. તમારૂં સર્વ બલ, તમારા પ્રેમનું દૃઢ તેજ મારા હૃદયમાં સ્થાપો. કુલ દેવિ! મને સત્ય અને અચલ દૃઢતા આપો. મારા ઉપર હવે મહા સંકટ આવનાર છે. આ નીચ દાસી પતિત થઇ, તે એ દુષ્ટને અહીં લાવશે. ફીકર નહિ.

**सोरठो.**

દીપકથી અંજાઇ, પતંગ દોડે ભેટવા;
પાંખ આંખ સહુ ખોઇ, દીપકમાંજ બળી મરે. ૭

( પડદો પડે છે. )



## પ્રવેશ ૨ જો.

સ્થળ—કરણરાજાનો અવાસ.

**करण—रत्नदास—हरदास.**

**करण**—દોસ્તો! સદ્દભાગ્ય મારાથી મને મદન કે કુબેર સહાય થયો, અને તરલા સર્વ સૌંદર્ય સાર તરલા મારી થઇ ચુકી.

**हरदास**—તરલા અહીંયાં કયાંથી?

**रत्न.**—તરલા વળી કોણ છે?

**हरदास**--જયચંદ્રની રાણી યૌવનશ્રીની દાસી. પણ તે અહીં હોય કયાંથી.

**करण**--જેને આપણે કાન્તા ધારતા હતા તેજ તરલા.

**रत्न.**—ત્યારે યૌવનશ્રી તે કોણ? એ તો વળી કોઇ બીજું નથી?

**करण**—એ તો મારા અંતર્નો હાર કાન્તા. તમે તો લટકયા રત્નદાસ, તરલા તો મારા વિના અન્યને ચહાતીજ નથી, અને કાન્તા વિના તો મારે ચાલેજ નહિ, એટલે તમે જેને યૌવનશ્રી ધારતા હતા તે તો તમારે હાથ ન રહી.

**रत्न.**—તેની મારે થોડીજ બળબળ છે. તમે એમ પ્રસન્ન થાઓ તો એ કદાપિ યૌવનશ્રી હોત, તોયે હું તમને સ્વાધીન કરવા કયાં નાખુશી હતો?

करण—કેમ હરદાસ ! શા વિચારમાં શૂન્ય બની ગયાછો ?
हरदास—કાંઇ નહિ મહારાજ ! તરલા તમારા પર પ્રસન્ન થઇ એટલે કાન્તા તો હવે સહજજ મળશે.
करण—હા ! તરલાએ મને એ પરીને સમજાવી લાવવાનું વચન આપ્યું છે ખરૂં.
हरदास—(મનમાં) આખરે નીચ જાતિ તે નીચજ નીકળી. પણ ખેર. કાન્તાની કસોટી તો ખરેખરી થશે. મારે તથાપિ વધારે સાવચેત રહેવું જોઇએ, કેમકે એ બીચારી એકલી રહી એટલે એના પર ગમે તે વિકટ સંકટ પણ આવી પડે.
रत्न.—ધન્યછે કરણરાજ ! તરલા જેવી દૃઢ દાસી જેણે પોતાના સ્વામીસાથે વનવાસ સ્વીકારેલો તે પણ ચળી.
करण—મારા આગળ કોણ નથી ચળ્યું. પણ યાર ! આજ હરદાસના મન ઉપર કાંઇક ભારનું દબાણ થઇ રહ્યું છે. એ આપણને એની વાર્તા ખુલી કરી કેહેતા નથી.
रत्न—(અણુસારો કરીને સ્મૃતિ કરાવે છે કે એ લુચ્ચો કાન્તાની પક્ષમાં છે-તેથી વિચારમાં પડયો છે.)
करण—કેમ હરદાસ ! મિત્રોથી દિલ ચોરવામાં ઉલટું બેવડું દુઃખ થાયછે. એક તે વ્યાધિનું તો હોયજને બીજું વળી આમગુપ્ત રાખવાના પ્રયત્નનું. વાસ્તે જરા મોકળા મનથીવાત ચિત કરો.
हरदास—મારા મનમાં કાંઇ પણ વ્યાધિ નથી. મારા મનમાં કાંઇક અવર્ણ્ય ભય થયાં જાય છે. હું સમજતો નથી કે મારા દિલમાં શાની શંકા થાય છે; પણ તે કંઇક છે. મને ગમતું નથી એમ સાધારણ કહીએ તો ચાલે, વળી.

हरिणी.

દિવસ દિસતો ઝાંખો આજે, પ્રભાત ન પાધરો;
ધુવડ ધુધવે, ત્રાસીનાસે નહિ રવિથી પરો;
શુકથી ડરીને નાસંતો મેં દિઠો વળી બાજને;
નિરખિ અવળું એવું ઝાઝું, ડરે ચિત, શું થશે. ૯

करण—જોયું કે રત્નદાસ ! હરદાસના મનમાં આવા આવા વિચાર કરી કરીને માની લીધેલીજ પીડા જણાય છે.

रत्न.—બીજું શું ત્યારે.. એમ બહુએ વાર સંભવેછે કે કોઇ જબરો દેડકો સર્પને પણ હઠાવે છે માટે શું અનિષ્ટ નિપજવાની શંકા થાય ?

करण—કદાપિ નહિ.

हरदास—પણ હું એમ નથી માનતો કે કાંઇ અનિષ્ટ થશેજ. મેં તો આજ આટલું દીઠું તે પરથી મનમાં કંઇક થયાં કરે છે. મારી જરા પ્રકૃતિજ એવી છે.

करण—હશે. એ પ્રકૃતિનો ઉપાય આપણા હાથમાંજ છે. રત્નદાસ ! મંગાવો. (રત્નદાસ સેવકને આદેશ કરેછે.)

रत्न.—આવે છે રાજ.

हरदास—શું મંગાવ્યું એ તમે. એવું તે શું ઔષધ છે કે જે માણસના મનની વ્યાધિ મટાડી શકે છે ?

करण—એ ઔષધી દેવી છેઃ—

उपजाति.

હરે વ્યથા એ મનની વિકારી,
પ્રમોદ આનંદ મુકે વધારી;
આનંદરૂપી જનમોક્ષ કે'જે,
તે એજ પ્રત્યક્ષ અહીં કરે છે. ૯

रत्न.—ખરેખાત તેમજ છે. મોક્ષ તે શું ? આનંદજ છે. ને તે આનંદ ઇષ્ટ દેવીના પ્રસાદથી તેના ભક્તોને નિરંતર સંસારમુક્ત થયાવિના પણ મળે છે. તો તેનો સ્વીકાર ન કરવો એમ મિથ્યા,ભ્રમિત અભિમાનીઓનું માત્ર મતજ છે.

हर.—શિવ, શિવ, કરો એવો તે આનંદ હોતો હશે. સુરાપાનથી મત્ત થવું તેનું નામ આનંદ! તેનું નામ અંતર્વ્યાધિનું ઔષધ! નહિ નહિ. એ તો કેવલ નરકનું દ્વાર છે, અને આ સંસા-

રમાં પણ મહાદુઃખનું કારણછે. પ્રમત્ત થઇને વર્તવામાં આનંદ છેજ નહિ, કેવલ સ્વતઃ તથા પરતઃ દુઃખજ છે.

**करण**—રત્નદાસ! તમે વળી બીજા મતાંધોને શીદ ખોળતા હતા? આ આપણાજ મિત્રમંડળમાં જ્યારે મતભેદ છે ત્યારે લોકોમાં હોય તેમાં શી નવાઇ!!

**रत्न.**—હશે ત્યારે એ વાત પડતી મુકો. ગમેતેમ હોય પણ જેથી આપણા મિત્રનું દિલ દુખાય તેમ ન કરવું. વારૂ આપણે દુધ પીએ તો તો હરકત નથીજ.

**हर.**—લેશ માત્ર પણ નહિ.

**करण**—ત્યારે સર્વથી સુલભ, આપણે ક્યાં દેવીપ્રસાદની નવાઈ છે? આપણે વળી પછીથી પુજાપ્રસંગે પ્રસાદ છેજ. હાલ આપણા મિત્રની ગમગીની દુર કરવાસારૂ જાઓ રત્નદાસ! કાંઈ મીઠાઇ વગેરે લાવો તે આપણે ખાતા જઇશું ને વાતચિત કરતા જઇશું. તેથી વિશેષ ગંમત થશે. (રત્નદાસ જાય છે.)

**हर.**—મહારાજ! તરલાને તમે શી રીતે સમજાવી દીધી?

**करण**—એમાં શું સમજવાનું છે. ધનના આગળ આજ સર્વ જગત્ આધીન છે. પૈસો જે ન કરે તે થોડું. દાસી જેવી ને વળી તેમાં લલચાવવી એ તો ઘણુંજ સરલ કાર્ય.

**हर.**—હા. તેમ ખરૂં. એવાં માણસોના નિયમ દૃઢ હોય નહિ. એ તો બરૂની પેઠે જેમનો વા આવે તેમનાં નમે.

**करण**—નહિતો તાડની પેઠે અક્કડ રહે તો કકડીને નીચે ના પડે.

**हर.**—વાસ્તેજ સેવાવૃતિવાળાને તો એજ વૃત્તિ સારી છે.

**करण**—પણ મને લાગે છે કે પેલી કાન્તા એમ સહજમાં નહિ જીતાય. મને આજ તરલા હવણાંજ મળી હતી તેણે કહ્યું કે મેં ઘણીએ સમજાવી પણ કાન્તા માનતી નથી, વાસ્તે હવે તમે તમારી જાતે જઇને પ્રયત્ન કરી જુઓ. જોઇએ હવે શું નીપજે છે.

**हर.**—(મનમાં) ક્ષત્રાણીને ગોલીનો એક સરખો ન્યાય કરે છે.

પણ પસ્તાશે. ( જાહેર ) ફીકર નહિ મહારાજ ! આપને શું અગમ્ય છે.

( લથડતો લથડતો રત્નદાસ તથા સેવક પ્રવેશ કરે છે. )

रत्न.—આ સામગ્રી તૈયાર છે.

करण—લાવો. ( સેવક મુકીને નમન કરી જાય છે. )

રત્નદાસ ! તમે આ દુધના પ્યાલા વેહેચી આપો.

रत्न.—એમાં વેહેચવા છે શા. પોતે પોતાની મેળે ઉઠાવીલો. જેને જે જનાર હશે તે........જ........શે;

करण—ના હુંજ તમને આપું. તમે મારા પરોણા ઠર્યા એટલે એમજ ઘટે.

रत्न.—ઘટ્યું ને ન ઘટ્યું.......હરદાસ! કેમ છે દોસ્ત!

करण—વાહરે રત્નદાસ! આપણે આજ પાછલી રાત્રિએ પેલા નાચમાં બેઠા હતા ત્યાંની અસર હજુ તમને ઉતરી નથી લાગતી. ચાલો એ થાળ મારી પાસે લાવો.

( રત્નદાસ કરણના આગળ થાળ મુકતાં અણસારો કરી હરદાસને આપવાનો ઝેર વાળો પ્યાલો બતાવવાને બદલે બીજો બતાવે છે. )

हर.—મહારાજ! આપે તસ્દી લેવી યોગ્ય નહિ. થાળ લાવો મારી પાસે.

करण—નાનાં એમ નહિ. લો રત્નદાસ. ( હરદાસનો પ્યાલો તેને આપે છે ) લો હરદાસ. ચાલો લેવા માંડો.

रत्न.—આપને કાન્તાની પ્રાપ્તિ થવાનાં શુભ ચિન્હ જણાય છે. તેથી આ તેની ખુશાલીમાં આ આપને અભિવંદન હો (પીજાય છે. )

हर.—તથાસ્તુ. ( પીએ છે. )

करण—પ્રિયા તરલા વિના એકલા પીતાં કડવો ઝેર લાગે છે તથાપિ જલદી ઉતરજે ગળે. ( પીએ છે. )

रत्न.—વાહરે કરણરાજ! તરલાને તો છેક ચઢાવી દીધીને. અમને તો હવે ગણકારશોએ શાના ?

हर.—સંસારમાં સ્ત્રી મળી કે મિત્રાદિક સાથેની જરા પ્રીતિ શિથિલ થવા માંડે છે.

करण—મૂર્ખ હોય તે એમ કરે. મારે તો તમે પેહેલા ને પછી તે તમારાવિના પળમાંત્ર પણ ચાલે નહિ.

रत्न—આપની તો કૃપાજછે. મહારાજ! કાલ રાત્રીના ઉજાગરાથી મને સહજ નિદ્રા આવેછે તેથી રજા હોય તો હવે જાઉં.

हर.—મારી પણ એજ ઇચ્છા હતી.

करण—ઠીકછે, ભાઇઓ! વેહેલા મળજો. આજ રાત્રીએ સર્વ સમાચારનું નિવેદન થશે. રત્નદાસ! તમે જરા સેવકાદિકને આજના કર્તવ્યનો આદેશ કર્યા પછી જજો.

रत्न.—ઠીકછે જી. (હરદાસ જાયછે.)

મારી આંખોમાં ઘેન ભરાઇ આવેછે. હોય એ દુષ્ટને દૂર કરવાની યોજનાની ચિંતામાં ને ચિંતામાં દેખીતી ઉંઘમાં પણ જાગતી રાત્રિયો બહુ ગાળીછે તેની આજ નચિંતાઇ થવાથી નયન ઝોકાય છે પણ.

हरिगीत.

મીચાય છે હરદાસ તારાં નયન હવણાં સ્હેજમાં,
છે ઘેર નહિ, તું સ્વર્ગ કે પછી નર્કના છે માર્ગમાં;
પાપી થયો નથી હું, ભલા મેં કરણના કર કાપિયા,
કાન્તા મળી, રાજા થયો જીવ ધન્યરે તું અભાગિયા! ૧૦
(જાયછે).



## પ્રવેશ ૩ જો.

સ્થળ—કાન્તાને રાખેલી છે તે મેડો.

कान्ता—પછીથી करण.

कान्ता—રે સ્વામિનાથ! તમે ક્યાં હશો? આ દુષ્ટના હાથમાં આજ ક્ષત્રાણીનું વ્રત સાચવવાનું આવી પડયુંછે હે પ્રિયપતિ!

દેશી.

મારા જીવન હાર આધાર રે પાતળીયા !
તમે દાસીની કરજો વ્હાર, રે પાતળીયા !
ચોતરફે દાવાનળ ગાજે, જ્વાળ ઉડે રાતી, પીળી,
કયમ ત્યાંથી આ પોપટી નાસે, સ્હાય ચઢે વનમાળી, રેપાત. ૧૧
સુખ શાંતિ ખેલતાં બેઠાં, વનમાં ત્યાંથી નસાડી,
અન્તે સંકટમાં લેઈ ફસવી, હૈવે સહુ વણસાડી, રે પાત. ૧૨
પ્રાણુપતિ પ્રિય બેની કયાંછે ! જયશેખર કયાં રાજ !
દાસીએ નિજ નાક કપાવ્યું, એકલડી મરૂં આજ, રેપાત. ૧૩
ધાઓ વ્હારે પિત્રી સર્વે, કુળની તજાયે લાજ,
(માળાને હાથ અડાડી)
વ્રત બ્હેની તું સદ્ય પાળજે, તુજનેછે સહુ લાજ, રેપાત. ૧૪
કુંજરને મકરેથી કાઢયો, મીરાં મુકાવી તતકાળ,
નવસેનવાંણું પુરીયાં તે હરિ લેશે સંભાળ, રે પાતળીયા. ૧૫

(કરણ એકદમ ધસેછે) (કાન્તા ચમકીને ઉભી થઈ નાસે છે.)

**करण**–બીજું તારી સંભાળ કોણ લેનારછે મારા ક્ષત્રિપુત્રવિના.

**कान्ता**—તમે કોણ છો ?

**करण**—તારા ચરણનો દાસ. તારી કારી આંખનો ઘાયેલ.

**कान्ता**—અરે મારી સંભાળ લેનારના મોંમાંથી આ શાં વચન ! ! તમારૂં નામ કરણ ?

**करण**—હાં એજ.

**कान्ता**—તમે ક્ષત્રી થઇને ક્ષત્રાંણીની લાજ લેવા તૈયાર થાઓ તે ઘટે નહિ. તમેતો અબલાના ને ગોબ્રાહ્મણના પ્રતિપાળ કેહેવાઓ તેણે પરસ્ત્રી શું આ રીતે સંભાષણપણ કરવું નઘટે.

**करण**—રે કાન્તા ! તારો નીતિવાદ આ પ્રસંગે વિરસ છે. તારા સરખુ રત્ન શું પતિવિના રેહેશે ?

**कान्ता**—મારો પતિ સર્વ ભૂમિને ધ્રુજાવી નાંખી તેની પત્નીના વ્રત ઉપર નજર સરખી નાંખનારનો પણ પ્રાણ લે એવોછે.

करण—તે હાલ કયાં છે ?
कान्ता—તેની જો મને ખબર હોત તો આ અસહ્ય વેદનામાં હું ન આવી પડત. તારાજેવા દુષ્ટનાં કુવચન સાંભળવાં ન પડત. તારી જીભજ બ્હાર ખેંચી નાંખત તે ક્ષત્રિજાયો.
करण—અરે ઘેલી ! તે તથા તેનો નાથ પેલો જયચંદ્ર અત્યારે તો સ્વર્ગમાં પોચી ચુકયા છે.
कान्ता—તારી અસત્ય બોલતી જીભના કડકા કરવા ઘટે છે. મારા કંઠમાંનો આ જડહાર પણ તારા જેવા સચેત પ્રાણીની અસત્યતાની સાક્ષી પુરેછે વાસ્તે જા ! તારો જીવ બચાવવા ચહાતો હોય તો અહીંથી નીકળ. સિંહણને છેડીશ તો વિપરીત થશે.
करण—જે થનાર હોય તે અત્યારે થાઓ; પણ.

मालिनी.

મૃદુમોંહીં તુજ વાણી પ્રેમનું ચિત્ત બાંધ્યું,
અવયવ સહુ દીસે સર્વ લાલિત્ય સાંધ્યું,
નવ કહીં વપુ તેંથી, ક્રોધ કે દુઃખ થાય,
વિપરીત વદ વાણી તું થકી જે વદાય. ૧૬
(નમન કરેછે) (કાન્તા વેગળી દોડેછે.)

कान्ता—(ક્રોધથી) રે ચાંડાલ ! તને આટલું આટલું કે'તાં લાજ નથી. જેમ જેમ હું તારો તિરસ્કાર કરૂંછું તેમતેમ તું વધારે ઉગ્ર થતો જાયછે ! ધિક્કારછે તારા જેવા નીચને.
करण—તું ગમે તેમ બોલે તોય મને તે માઠું લાગનાર નથી. તારા મોંમાંથી જેમ ફુલ ગરતાં હોય તેમ હું તારો સઘળો તિરસ્કાર માનુંછું.
कान्ता—તારા જેવા ક્ષત્રીનાં આવાં દુરાચરણથી તારા રાજ્યના નાશનાં નીશાન જણાયછે. તારૂં નિરમુળ થશે, માટે તું સતીને ન છેડ. ચાલ નીચ એકદમ અહીંથી નીકળ; તારૂં મોંસંતાડ.

**करण**—અરે હજુ તો તું મારી પટ્ટરાણી થવી બાકીછે, ને એટલામાંજ હુકમ કરવા મંડી ગઇ! એમ ક્રોધ કર્યે ફળ શુંછે? આવ પ્રિયે! ( ગળે હાથ મુકવા જાય છે) (કાન્તા નાસીને ખુણા ભણી જાય છે.)

**कान्ता**—હે સૂર્યદેવ! તમારી પુત્રીની લાજ આ દુષ્ટ લે છે તે તમે કેમ સહન કરી રહ્યાછો? તમારા તેજનું અજવાળું આવા પાપીને કેમ પોંચાડોછો ? તમારા સર્વ કિરણથી વર્ષી આવા દુષ્ટનો સંહાર કરી અબળાને ઉગારો.

**करण**—અરે તું આ શા ચાળા કરેછે. જો, તારૂં શરીર અલંકારાદિકવિના કેવું નઠારૂં લાગેછે. તું ચાલ મારીસાથે હું તને મારો ભંડાર બતાવું.

**कान्ता**—તારા ભંડારમાં લ્હાય લાગો. તારા મોંમાં ખીલી વાગો. તારી જીભે કાંટા પડો. અરે પાપી તું આમ રીબાવે છે શાને. તારી તરવારથી મારૂં ઝટ્ટ લેઇને માથુંકાપીનાંખ.

**करण**—પ્રિય ! ( **वसंततिलका.** )

તારો થતાં હુકમ ના નવ જાય ભાખી,
તોયે ન આ વચન હું શકું લેશ સાંખી;
આદેશ આ નહિ થશે કદીએ તમારો,
પ્યારી મને હૃદયશું લઇ ચાંપી મારો. ૧૭

**कान्ता**—(કાનદાબતી) ધિક્ છે તને પાપી.

**करण**—હૃદયાધાર કાન્તે !

**हिंडी.**

મધુર વચન બોલ બોલ એકવાર,
શિતલ નજર કરી હૃદયતાપ ઠાર;
મૃતકટાક્ષબાણ, વચનપાશ બાંધ્યો,
કયમ રીસાવીરે પ્રિયે ! તું છાંડ વાંધો. ૧૮
હૃદયશું તું ચાંપી લે પ્રિયે રીઝાવી,

(ભેટવા જાયછે, કાન્તા આધી દોડેછે.)
નમન આ કરૂં ઉઠાડ હાથ ઝાલી,
(લાંબો થઇને પગે પડેછે.)
નીંકર માર મેલી પાગ મુજ શિશ,
તું મુજ દેવ ને મુજ ઇષ્ટ છે જગદીશ. ૧૯

**કાન્તા**—ફુટછે તારી જનેતાની કુખને કે આવા કલંકને ઉછેર્યું!

**કરણ**—(ઉભો થઇને) હાં ! હઠીલી ! તું મારાં વિનય વચનથી પણ માનતી નથી, તેમ નથી મારા વૈભવાદિકની પટ્ટરાણી થવા સ્વીકાર કરતી તો તેથી શું તું અક્ષત ઉગરી જવા ધારેછે ? તારા અંતરની આશા વ્યર્થછે. તું પતંગવત્ અબલા ક્યાં જનારીછે. મારા પંઝામાંજ સપડાઈ ગયેલીછે, આતો હું તને આટલીવાર રમાડતો હતો પણ હવે હું તને બલાત્કારે પણ મનાવિશ. વાસ્તે વિચારીજો.

(પદ)

અબલા તજ અભિમાન, સમજ લે અબલા૦
ક્રોધ કરી પ્રતિપક્ષ ધરીને, હઠમાં ખોઇશ પ્રાણ. સમજ૦ ૨૦
એબ અધી મુજ જોઇ હવે તું, ઉગરવાનું ન જાણ. સમજ૦ ૨૧
વ્યર્થ થશે જીવન નહિ માન્યે, કરણ ન અન્ય સમાન. સમજ૦ ૨૨
પળમાં તું હતીં ના હતીં થાશે, ઘેલિ! કહ્યું મુજ માન. સમજ૦ ૨૩

(કાન્તા તરફ ધસે છે)

**કાન્તા**—રે બાયલા સ્વાર્થી ! (કરણ અટકેછે) તું સિંહણને શું કરી શકનારછે ? મારા પતિવ્રતના તેજથી તારા પ્રાણ તો હવણાં હરી લેઉં પણ હત્યાભાગી ડરૂં છું. વાસ્તે જા. બળી બળીને પોતાની મેળેજ રાખોડીથી ઢંકાઇ રહેલા અગ્નિ ઉપર ફુંક મારવાથી અગ્નિ પ્રદીપ્ત થઇ પવન બળે આશપાશ ઉડી સર્વનો નાશ કરેછે. વાસ્તે નાશ, તારૂં રક્ષણ કર. મારા વ્રતરૂપી અગ્નિથી પ્રદીપ્ત થયેલા મારા અંગને અડતાંજ તું ભસ્મ થઇ જઇશ.

**करण**—(કાન્તાને ખાઝવા જતો) તું મને શું કરી શકનારછે. તારી કોઇ પણ જાતની ધમકીથી હું ચલનાર નથી. માટે બોલાવ તારા વ્રતપ્રતિપાળ દેવને રક્ષણ કરવા. (તેની તરફ ધસેછે.)

(કાન્તા એક બારીમાં ભરાઈ જાયછે)

**कान्ता**—રે દુષ્ટ! અટક. જો તું એક ડગલું આગળ આવશે તો આ ઊંચે સ્થળથી પડતું નાખી મારા આત્માનો ત્યાગ કરીશ. એજ મારી સહાય છે. મને ઇશ્વરેજ આ ઊંચી બારી બતાવી. હે પ્રભુ! સહાય થાઓ. (કરણ અટકી જાયછે)

**करण**—(મનમાં) ફુલ મેળવવા સારૂ પ્રયત્ન કરતાં વૃક્ષનો પણ નાશ કરવામાં લાભ નથી. એ અત્યારે બેઅખત્યાર ગાભરી બની ગઇ છે તેથી જરૂર પડતું મેલશે. માટે ચાલ જીવ અત્યારે તો નીકળી ચાલીએ. (જાહેર) તારી હઠીલાઇ જોઇ મને બહુ દયા આવે છે. તું ઘણી ગભરાયલી છે તેથી અત્યારે હું બલાત્કાર કરવા ખુશી નથી. મારા કહેવાનો વિચાર કરી મુકજે. હું તને પુનરપિ કાલે મળીશ.

**कान्ता**—તે પેહેલાં કુલદેવતા! મને ઉપાડી લેજો.

**करण**—(મનમાં) તરલાએ સૂચવેલી યુક્તિજ અમલમાં લાવવી ઠીક પડશે. એને એનો પતિ જીવે છે એ વાતઉપર બહુ દઢતા યુકત આસ્તા છે. તેથી તે વાત જો ટળે તો વખતે માને ખરી. પરિણામ જે નિપજે તે ખરો. એ કદાપિ સતી થવા નીકળે તોય તેનું તેજછે. આમ પણ એ કાંઇ ડગે તેમ નથી, એટલે વખતે આત્મઘાતથી પણ મુક્ત થાય. વાસ્તે પ્રયત્નપર રેહેવું. તેથી ચાલ. તરલાને કહું કે આજ રાત્રીએજ તેમથાય. (જાહેર) અથવા એમ ઠીક શોભશેકે મને સદ્બુદ્ધિ આપજો.

(જાય છે.)

**कान्ता**—(નિહાળતી) એ પાપી વખતે એકદમ પાછો આવનાર હોય તો હું પીડામાં પડું, માટે હવણાં થોડી વાર સુધીઆ નિર્ભયસ્થળ તજવું નહિ.(સાંભળતી હોય એમ)એ! કોઇનાં

પગલાં વાગે છે ! ! (નીચી ઊંચી થઇ જોતી) આ ભીંતપર સૂર્યના તેજથી સહજ પ્રતિચ્છંદ જણાય !! ના ના કોઈ નથી. ત્યારે શું થયું ! એ તો કોઇક, કે પછી પેલો પાપી-જ ગયો. તેનો અવાજ થયો. (હૃદય ચાંપતી) હૃદય ! શાંત થા. કુલ દેવતાએ જેમ અત્યારે વ્રત પાળ્યું તેમ નિરંતર પાળશે. સદ્‌ભાગ્યે હવે તો એ ગયોજ. (એકદમ જઇને દ્વાર બંધ કરી દે છે.) હે કૃપાલુ નાથ ! તમે તમારી દાસી-ની દૃઢતાના સહાય થતા કેમ નથી !! રે ઇશ્વર ! આ શો યોગ આણ્યો, પ્રિયપતિ પોતે નથી પણ,

**हरिणी.**

હૃદયગત છે, અંગે અંગે જડી છર્બો કુમળી;
રસિક ગુણના, પ્રીતિ કેરા, રસે રહી ઓગળી;
નજર કરતી પાપી દેખી, ભ્રૂભંગથી આકરી;
નીરખીં હૃદયે વાધે ધૈર્યપ્રતાપ, સહાયથી.　　૨૪

અથવા એમ મને ધૈર્ય વળતી નથી. જાણે પ્રાણઘાત કરૂં કરૂંજ થયાં જાય છે. પણ નહિ શું સીતા જેવી સતીઓને કષ્ટ નથી પડયાં, શું દ્રૌપદીની લાજ નહોતી લેવાવાની, પણ વ્રતપ્રતિપાલ પ્રભુ સર્વદા સાનુકૂલજ છે. વળી કુલદેવતાઓ પણ મારી સમક્ષજ એ દુષ્ટને પકડી દૂર કરવા તૈયારજ હતા. હે કૃપાળુ દેવતાઓ !

**वैतालिय.**

જયમ આજે કર્યું રક્ષણ, પ્રતિકાલે ત્યમ સ્હાય, રે ! થજો;
પ્રિયપુત્રિનું પાલજો પણ, વ્રતથી પ્રથમે જીવ આ જજો.　　૨૫

(પડદો પડેછે)



## પ્રવેશ ૪ થો.

### સ્થળ—કાન્તાનો ઓરડો.

(બારીએથી ચઢી ઉતરીને તરલા પ્રવેશ કરે છે.)

तरला—(કાન્તાની પાસે જઇને ઉંચો શ્વાસ લેતી) ઉંઘેછે! વાહ! દૈવજ સહાય જણાય છે. એના ઉપર ઉંઘનો નિર્ભય તથા ઘાઢ બુરકો ઢંકાઈ રહ્યો છે. નિરાંતે ઉંઘેછે. હે નિદ્રા દેવી!

वसंततिलका.

થાજો સહાય મુજને પળવાર આજ,
કે સદ્ય થાય મુજ ઇપ્સિત સર્વ કાજ,
સાલે દીલે કઠણુ કંટક કાઢું તાણી,
હૈયે ઘણી ધિરજ ને ક્રૂરતા, હું આણી. ૨૬

(હૃદયપર હાથ મુકતી જરા દૂર જઇને) તું ધડકે છે કેમ? તને શી અનિષ્ટશંકા થાય છે? અરે મારૂં શરીર પણ ધ્રૂજે છે. મારૂં હૃદય તથા હાથ આંખોને દેખી શરમાય છે. જે આંખે સદ્વસ્તુ જોઈ સદ્વિચાર ને સત્કાર્યજ થયેલાં તેની સાથે રહી આજ વિપરીત કાર્યનો સંભવ થાય છે તેથી તું ડરે છે!! અરે આકાશમાંથી પણ પિત્રીદેવ ડોકીયાં કરી મને વારે છે!

हरिगीत.

જા ચંદ્ર તું સંતાઈ નભમાં શીદ અહીં ઉભો રહ્યો,
તારા બુઝાઈ જજો સહુ નવ દેખશો કશુંએ તમો;
ભૂત પ્રેત પિશાચ રાત્રિપ્રસંગ દેવ કરાલ તે,
સહુ આવી વસજો હૃદયમાં કરમાં વળી મારા હવે. ૨૭

આકાશ પણ મારા કુકર્મથી ઝાંખુ થવા માંડયું? (કાન્તા પાસે જઇ જોતી) આ ઉંઘતી ઊંઘતી પણ મારી મૂર્ખાઇને હસેછે. (દૂર જઇ) અરેરે આ કામ મારે શીદ કરવું જોઇએ. ના ના નહિજ કરૂં. અહીંયાંથી નાશી નીકળીને રખડી મર

વામાં તોય શું સુખ છે ? એક તરફ આ કામ અને એક તરફ આમરણ દુઃખપરંપરા એ બેમાંથી સારૂં તે તારૂં છે જીવ! નાના પણ કાર્યમાં આટલે સુધી ધસ્યા પછી પાછાં વળવું ખોટું છે. મારા સુખનો પ્રસંગ પરિપૂર્ણ કરવામાં આટલુંજ હવે બાકી છે. ખરેખાત નિર્ણય છે કે એ સતી હવે બળી મરશે, કરણનું તેમાં કાંઈ વળશે નહિ. પણ મારે તો વચમાંથી ફાંસ જશે. વાસ્તે ચાલરે સ્વાર્થ !

**इंद्रवज्रा.**

તું પાંખ થા કાર્યની તીવ્ર વેગી, કે સ્વાર થાને મુક ચિત્ત મારી;
કે થા પછી ધીરજ મુંજ હાથે ને ચાલ આ શસ્ત્રતણીજ સાથે. ૨૮

(ધીમે ધીમે કાન્તાની તરફ જાય છે) (માલાને નિહાળી.)

અરે ! **इंद्रविजय.**

આંખ કરી વિકરાળ કરાળ સુરક્ષણ આ કરતો અહીં ઉભો;
ખડ્ગ રહ્યું ઝળકે કરમાં, મુજને હણવા નયને મનસુબો;
દૃષ્ટિ કરૂં જવદ્વાર ભણી તવ એ ધસતો ઝટ ખડ્ગ ઉગામી,
ના કરૂં ના કરૂં હું કશું એ મનમાં સહુ તર્ક ગયા મુજ વામી. ૨૯

(નાસવા જાય છે) (વિચારીને જોતી.)

નહિ. કંઈ નથી. મારા મનનીજ કલ્પના છે. ક્યાં છે હવે સુરસેન !! (કાન્તાની પાસે જાય છે) (માલાને હાથમાં પકડી) રે દીવ્ય મૌક્તિક ! તમે પણ ચુપ રહો.

ચાલ કાતર ! **अनुष्टुप्.**

છેદતાં ગ્રંથી આ વ્હેલી, સુખની શુભ દોરશું;
ભાગ્ય દોરી કશી બાંધે મારી, ચાલ વિચાર શું !! ૩૦
અથવા કાપ તું એને સુખની મુજ દોરને;
સ્વર્ગનો દોર હે કાપી લલાટે લખ્યું તે બને. ૩૧

અરે એ શાનો અવાજ થયો !! (નાસે છે) (બારીએ જઈ જોતી) ના ના ! કંઇ નથી ! મારા ચિત્તની અવસ્થાજ કાંઇક

વિચિત્ર છે. સહજ પવન વાયાથી પણ તરત ભડકીને નાસે છે !! (પાછી જાય છે) ( કાતરને) ચાલ વ્હેન આ દુ ખથી છોડવ, હે સ્વાર્થ દેવ ! હે ભૂત પિશાચ ! સર્વે મારા હાથમાં બળ આપો ! આ શસ્ત્રને ચલાવો !!

सोरठो.

રે દિલ ! બ્હીકણુ રાંક, થરથરતું ધીમું પડી,
બાલભાવ સહુ છાંડ, એકજ વાર મનુષ્ય થા. ૩૨

(એકદમ કાપે છે) (નાસવા માંડે છે.)

अनुष्टुप्.

નાશરે વેગથી વ્હેલો, પાય ! કાં અટકી પડે !!
નિહાળી ન શકે ચક્ષુ, ફરી આ અપકીર્તિને ! ૩૩

(બારીએથી ઉતરીને જાય છે.)

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ—રાજમાર્ગ.

हरदास—तरला.

હર.—પાછલી રાત્રી પણ શી ભયાનક ! આજે મને સર્વ ઠામ ખાવા ધાય છે.

इंद्रवज्रा.

ગાયે પણે ભૂત પિશાચ રંગે,
ઝંખાય તારા નભ ઝાંખુ લાગે;
અંધારૂં તે ઝીણુ મળી ગયું છે,
ને ચિત્ત મારૂં ચમકી રહ્યું છે. ૩૪

અત્યારે વળી તેમાં કરણરાજાએ મને શા માટે બોલાવ્યો હશે !! રત્નદાસના શોકથી એમને દુઃખ થતું હશે તે જરા હળવું થાય માટે મને બોલાવ્યો હશે. (તરલા પ્રવેશ કરે છે.)

આહા ! આ પેલી ડાકેણ મારા તરફ ધસી આવે છે. વારૂં જોઉં એ શું કેહે છે.

**તરલા**—( મનમાં ) ધિક્કાર છે ! મારૂં હૃદય તો હવે ફાટી જાય છે, ને મારા મનમાં એટલો બધો દુમો ભરાઇ આવ્યો છે કે શું કરવું તે સમજાતું નથી.

**હર.**—પિશાચ નહિ હોય, કોઇ વખાની મારી અબલા આપઘાત કરવા સારૂ નીકળી હશે. લાવ એને બોલાવું. રે બેન તમે કોણ છો.

**તરલા**—( પાસે આવીને ) તમે કોણ છો ?

**उपजाति.**

છો વૈદ કે મંત્ર ઉપાસની છો ?
સાચું કહો ભૂત પિશાચ શું છો ?
મટાડી દેશો મન કેરી વ્યાધિ ?
કહો મંત્ર તંત્રે હણશો ઉપાધિ ? ૩૫

**હર.**—તમે કોણ છો ? ને તમારે શું દુઃખ છે તે કહો.

**તરલા**—( આશામાં ) મારૂં નામ તરલા.

**હર.**—હાં ! ! કરણરાજાના પ્રસાદના છાયામાં મ્હાલતી તરલાને શી વ્યાધિ આવી પડી ! !

**તરલા**—( મનમાં ) અરે આ ત્રાહિત માણસ મારી વાત કયાંથી જાણે ( જાહેર ) ભાઇ તમે કોણ છો.

**હર.**—હરદાસ ! સુરસેનના કુલવ્રતનો રક્ષણ કરનાર હરદાસ !

**તરલા**—તમે અસત્ય બોલો છો. હરદાસ તો અત્યારે કયાંએ સ્વર્ગ કે નરકમાં પડેલો હશે. ફરી પ્રેતરૂપે આવ્યો હોય ત્યારે.

**હર.**—એમ કેમ વારૂં ?

**તરલા**—મારી ખાત્રી છે કે એમજ હોવું જોઇએ.

**હરદાસ**—( વિચાર કરતો ) હાં ! હાં ! હવે સર્વ સમજાયું. નહિ તો રત્નદાસનું આમ છેક આકસ્મિક મરણ થયાથી મને બહુ આશ્ચર્ય લાગતું હતું. હોય ખાડો ખોદે તે પડે.

**તરલા**—શું હું સત્ય સાંભળું છું ? કે શું હું સ્વપ્નમાં છું ?

**હરદાસ**— **હરિગીત.**

આશ તજી તુજ વ્યર્થ સઘળી સત્યવાત વિચારી લે,
સુરસેનનાજ બલિષ્ટ ગૃહુવિણુ કોણુ આજ ઉગારી લે !
વરૂ વ્યાળ વ્યાઘ્ર કરાલ મુખથી સહજ કોણુ મુકાવી દે !
તે છે શકુન શુભ આજથી જયચંદ્રનો જય ફરી થશે. ૩૬

**તરલા**—મારા દિલમાં પણુ હરદાસ! પશ્ચાત્તાપનું શૂલ બહુ કારી સાલે છે. જગતમાં એમજ સત્ય છે-કે જ્યાં કપટ ત્યાંજ ચપ-ટ. એક સત્યતા અને દૃઢતાનાં ફલ જુદાંજ છે. મેં તો મૂર્ખા-ઇથી કે મારા દુષ્ટગૃહથી આ અને પરલોકની હાનિ કરી છે.

**હરદાસ**—તે કેવી રીતે તરલા ?

**તરલા**—( અશ્રુપાત કરતી ) તે કેહેવાને મારી જીભ પણુ ઉપ-ડતી નથી. એ વાર્તા સાંભળી હરદાસ ! તમારા અંગનું રોમ રોમ મારાપર ક્રોધ કરી મને અહીંજ ચીરી નાંખશે. પણુ ખેર, હું એટલુંજ માગું છું. તમારા જેવા દૃઢવ્રતના સત્યભક્તને હાથે મારૂં મૃત્યુ થાય તેજ સારૂં છે.

**હરદાસ**—તરલા ! તું શાથી છેક આટલી બધી ગભરાઇ ગઇ છે ? કરણુરાજાએ તને પોતાની પટ્ટરાણી કરવાનું કહ્યું છે, પછી તારે શી ફીકર છે ? માત્ર હવે કાન્તાની લાજ લૂટાવવી બાકી છે. ને અમારા પ્રતિનો પ્રયત્ન તો નિષ્ફલ થયો.

**તરલા**—મારાં કુકર્મના તાપથી શેકાઇ જતા હૃદયમાં હવે આ-વાં કરડાં વચનરૂપી ઘી ના હોમો. મારા ચીરાતા દિલને હવે પાટો બાંધનાર તમારા વિના અન્ય આ ભૂમિપર નથી. તમે મને તજી જશો તો સદ્ય હું અત્યારે આ નગર પાસેના કોઇ સ્થલે જઇ મારા આત્માનો ઘાત કરીશ.

**હર.**—પણુ એવું તે તેં શું કર્યું કે જેથી તને આટલો બધો પશ્ચાત્તાપ થયો.

**તરલા**—મેં જે કામ કર્યું છે તેનું નામ નથી જડતું કે શું કેહેવું. (ધૂજે છે) અરેરે! એનું દીન અને શાન્ત વદન મને જોઇ હસે છે!

**હર.**—શું કાન્તાને કાંઇ કીધું? (તરલાને પકડતો.)

**તરલા**—તેનોજ માર્ગ કર્યો. એના પતિની આપેલી સત્યવ્રતે બંધાઇ રહેલી માલાના બે વિભાગ પેલા દુષ્ટની સલાહુથી કર્યા! (રૂવે છે) હરદાસ! મારૂં રક્ષણ કરો. (પડે છે.)

**હર.**—શિવ! શિવ! (નિસાસો નાંખતો) પ્રભાતમાંજ એ સતી શુંએ કરવા ઉભી થશે. ને એને કોણ વારી શકનાર છે? મારાથી તો એને કાંઇ સમજાવાનાર નથીજ. મારૂં કહ્યું એ માને નહિ ને ઊલટો આરોપ કરે. (મનમાં) આ દાસીનો પશ્ચાત્તાપ ખરો લાગે છે, કેમકે મને દીઠો ન હતો ત્યારે પણ વિલાપ કરતીજ હતી. (જાહેર) તરલા! તને કુકર્મનો પશ્ચાત્તાપ થાય છે એજ ઇશ્વરના દરબારમાં પણ તને માફી બક્ષાવશે. હવે તું ગુનામાં આટલે સુધી આગળ ગઇ છે તો તારે પાછું ફરવાનો માર્ગ પણ તેજ દ્વારા છે.

**તરલા**—(આશાભરી) તે કેવી રીતે? માતા કાન્તા ફરીથી મારૂં મોં જોશે?

**હર.**—ઇશ્વરેચ્છા અનુકૂલ હશે તો સર્વ થશે.

**તરલા**—મારા ખોળીયામાં હવે મારો જીવ કાંઇક જાગૃત થવા માંડે છે.

**હર.**—પણ આપણા કાર્યમાં અડચણ માત્ર એક કરણનીજ છે. તેને તું કોઇ પણ પ્રકારે દૂર કર તો હું તરત સુરસેનને બોલાવી લાવું ને કાન્તાને ઉગારૂં.

**તરલા**—સુરસેન કયાં છે?

**હર.**—મારી પાસે કાલેજ આ ગામના કેટલાક શાહુકાર લોકો આવ્યા હતા તે વાત કરતા હતા ને કેહેતા હતા કે આ કરણના જુલમથી અને વિષયીપણાથી તો તોબા! અમે તો ગામ

છોડીને જઇશું. નહિતો આપણા સુરસેનને ગાદીએ બેસાડો મેં વધારે પુછપરછ કરી ત્યારે તેમણે કહ્યું કે સુરસેન અમને પાસેના વનની ગુહ્યકુંજોમાં રખડતા ગાંડા જેવા થઇ ગયેલા કાન્તા ! કાન્તા ! એમ ગોખતા મળ્યા હતા.

**તરલા**—ખરેખાત જયચંદ્રનો જય આજથી ફરીજ થયો. કરણને હું અત્યારેજ દૂર કરૂંછું. અને તમે સુરસેનની શોધમાં જાઓ.

**હર.**—ઇશ્વરઇચ્છાએ જો સુરસેનનો ને મારો મેલાપ થયો તો પછી સર્વ સફળ થશે. (મનમાં) પણ સુરસેન માનનાર તો નથીજ. બંદીખાનામાંથી મારાથી એને મુકત ન કરી શકાયો તેથી એના મનમાં ખરેખરો ડાઘ લાગી ગયો હશે. પણ જોઉં તો ખરો. આ પ્રસંગ વિચારવાનો નથી. રાત થોડી ને વેશ ઘણાછે તેથી તત્કાળ કાંઇક કર્યું જોઇએ. (જાહેર) તરલા ! સમજી ત્યારે આ પાટણના રાજયનો દોર અત્યારે તારા હાથમાં છે. માટે સાવધાન રેહેજે.

**તરલા**—નિઃસંશય, તમે બેફીકર રેહેજો.

**હર,**—હુંતો ત્યારે જાઊંછું. (જાય છે.)

**તરલા**—મારા હૃદયને હવે કાંઇક શાન્તિ વળી. પણ હજુએ હજારો આશંકાઓનું ભરેલું છે તેથી માંહે ચટકા ભર્યાજ જાયછે. મારાથી હવે કાર્યનો ભાર ખમી શકાતો નથી. એટલું આળું થઇ ગયું છે કે હવે જરાક અડતાં તરતજ મારૂં મન ફુટી જશે. તોપણ ફરી પ્રયત્ન કરી જોઉં. મારાથી હવે માતુશ્રી કાન્તા તથા સુરસેનરાજને મોં બતાવાનાર નથી. મારે પણ મારા દેહનો અંત આણવોજ સારો છે. હરદાસ સુરસેનને સહજ લેઈ આવશે અને કરણ જેવા નિર્માલ્ય બાયલાને તો ટપ લેઇને ઉથલાવી પાડશે. પછી મારી શી દુર્દશા ! ! વારતે ચાલ જીવ સાવધાન થા. કુકર્મ કર્યા પછી જીવવું ઉચિત નથી. શું કાન્તા અને સુરસેન આગળ મારે જઇને માથું નીચું નમાવી તેમનાં મેહેણાં ખાવાં ઉભાં રહેવું ?

કદાપિ નહિ. મને તો મારો રસ્તો સુઝિજ ચુકેલો છે. પરંતુ તેમ કરતી કરતીએ મારા પશ્ચાત્તાપની નીશાનીમાં મારા સુખાકર રાજાને માટે માર્ગ સરલ કરતી જાઉં. મારા મુવા જેવા દેહને હવે આ સંસાર વ્યર્થજ લાગે છે. મારૂં કાર્ય અહીંયાં થઇ રહ્યુંછે. મારેતો હવે સ્વર્ગમાં બેઠે બેઠેજ સર્વ જોવાનું છે. મારાં માજી મારા મુવા પછી મારૂં સ્મરણ રોજ કરશે. વાસ્તે,

**अनुष्टुप्.**

જાઉં હું કર્ણુની પાસે, સાવધાન તું રે થજે;
તરલાની સાથ તું આજે, સ્વર્ગ કે નર્કમાં જજે, ૩૭

(જાય છે.)

---

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ—પાસેના વનમાંનું સરોવર.

**सुरसेन—हरदास.**

**सुर.**—પ્રિયે કાન્તે ! અરેરે, તને પ્રતિ પ્રાતઃકાળ થતા પેહેલાં હું આવીને બોલાવુંછું પણ ઉત્તર આપતી નથી !! આજકાલ કરતાં સહજ દસબાર દિવસ વીત્યા. મેં અવશ્યે કરી તને આ પર્વતો ઉપર ચઢીને નાશી જતાં જોઇ છે. જો આજ તું પ્રતિઉત્તર નહિ આપે તો આ સરોવરમાં ઝંપલાવી હું મારો પ્રાણ ત્યાગ કરીશ. મારે તારાવિના આ સંસાર નકામોજ છે. પ્રિય ભગિની પણ ગઇ ! વાસ્તે બોલ પ્રિયે !

(હરદાસ પ્રવેશ કરેછે.)

**हर.**—નમસ્કાર બંધુ સુરસેન.

**सुर.**—કોણ છે એ ? તમારે અમારૂં શું કામ પડયું ?

**हर.**—મને કાન્તાની પક્કી ભાળ મળીછે. પણ હુંતો અથડાઇ અથડાઇને થાકયો ત્યારે હવણાંજ પેલાં ભીલડાંએ કહ્યું કે એ તો વ્હેલા ઉઠીને સરોવર જઇ બેસે છે, ત્યાં હશે.

**સુર.**—(શ્વાસ ભર્યો પાસે જઇ) ઠીક થયું આવી પહોચ્યા તે. પ્રિયા કાન્તાની, શું તમે કહ્યું ? ભાળ જડીછે, નહિ.

**હર.**—હા મહારાજ ! આપ પધારો તો બતાવું.

**સુર.**—(નિહાળીને જોતો) અરે આતો હરદાસ !! વળી ફરીથી ફસાવા આવ્યો હોઇશ.

(ખડ્ગ ખેંચતો.)

**इंद्रवज्रा.**

તારો ઠગ્યો હું કદી ના ઠગાઊં,
કાન્તા પ્રિયા કયાં ! તુજને મળે શું!!
તારી મીઠી ઘાતકી જીભડી તે,
આ ખડ્ગધારે ચીરવી ઘટે છે. ૩૮

(ઝાલવા જાય છે.)

**હર.**—મહારાજ ! હું તમારે આધીનજછું. તમારા ખડ્ગથી મારો શિરચ્છેદ થાય તે સમાન બીજી કૃતાર્થતા હવે મારે રહી નથી. પણ તમે મારી વાર્તા સાંભળી જાઓ ને પછી યથારૂચિ કરજો.

**સુર.**—સત્વર કહી જા.

**હર.**—આપને મુકાવી ન શકાયા તે મારો દોષ નથી. કાર્યપ્રસંગે અટકી જવાથીજ હું ન આવી શકયો. તમે ગયા ત્યારથી, રત્નદાસે મારા સામાં શીંગડાં માંડયાં. ને કાન્તાને ત્યાં તેઓ હરી ગયા છે, તેની સાથે સ્વચ્છંદે વર્તવા સારૂ મને દૂર કરવાની યુક્તિઓ ચલાવવા માંડી. અંતે મને ઝેર દેવું ઠરાવ્યું પણ તેમાં તેઓ નિષ્ફળ થયા ને કુકર્મનાં ફળ કરનારનેજ નડયાં; રત્નદાસ ગત થયો. માતા કાન્તાના વ્રતનો ભંગ કરવા દુષ્ટ કરણે બલાત્કાર સુધી પણ કરવા માંડયાં પણ ફાવ્યું નહિ.

**સુર.**—ધન્ય છે ! રાજપુત્રિ !! પછી.

**હર.**—પછી પેલી તરલા પાસે કરણે કાન્તાના કંઠમાંનો આપનો આપેલો દીવ્યહાર કપાવ્યો.

સુર.—અરર ! એ સતી ત્યારે તો અત્યારે સ્વર્ગમાં હશે ! હે પ્રિયે ! (મૂર્છામાં પડે છે) (હરદાસ સરોવરમાંથી જલ છાંટે છે.તેથી શુદ્ધિ આવતાં) હરદાસ ! પછી કહો. મારે હવે થોડોજ કાલ રેહેવાનું છે.

હર.—મહારાજ ! શાંત થાઓ. એમ નથી. એ હાર આજનીજ રાત્રીમાં કપાયો છે એટલે હજુ વાત આપણે હાથ છે. વળી તરલાને પશ્ચાત્તાપ થવાથી સદ્ભાગ્યે એ મને મળી અને ઘણો પશ્ચાત્તાપ કરતી હતી. ત્યાંથી એવો નિર્ણય થયો કે આજ રાત્રીએજ એણે કરણના પ્રાણ લેવા, ને મારે તમને તેડી જવા; કે માતા કાન્તા પ્રભાતમાં સતી થઇ કંઇ અનિષ્ટ કરતાં અટકે.

સુર.—(દાંત કચડતો) એ દુષ્ટ કરણનું તો આ મારૂં ખડ્ગજ લોહી ઠીક પીત. પણ ફીકર નહિ. એ નીચ દાસીને હાથેજ એવા પતિતનું મૃત્યુ તો ઘટે. એ રાંડ તરલા વિપરીત થઇ બેઠી ! ! ચાલો ત્યારે હરદાસ ! આપણે જવા માંડીએ.

હર.—મહારાજ ! ત્વરાનોજ આ પ્રસંગ છે. પ્રભાતમાં તો આપ પુનરપિ પાટણના પ્રતિષ્ઠિત રાજા થશો.

સુર.—ઇશ્વરેચ્છા બળવાન્ છે. હે વિધાત્રિ !

उपजाति.

તેં હસ્ત દીધા ખલ દંડવાને, ને પાય દીધા વળી ચાલવને;
શરીરરક્ષા કરી સૌ રૂપાળી, પાંખો ન દીધી કયમ હે કૃપાળિ ! ૩૯

હરદાસ ! આપણે ચાલો ! તમારાં વચન અવિશ્વસનીય નથી લાગતાં. આપણે પેલા માયાળુ ભાઇઓને ખબર કરતા જવી જોઇએ. તેઓ પાછળથી આવશે. ચાલો, જે થનાર હશે તે થશે. અહા !

अनुष्टुप्.

મહાકાળે રહ્યું આવી, સાંકડે અટકી રહ્યું ! !
હવે સામું જુએ તો એ, સર્વથા સફલી થયું. ૪૦

( જાય છે. )

## પ્રવેશ ૭ મો.

સ્થળ—કાન્તાને રાખેલી છે તે.

### कान्ता.

कान्ता—( સુતેલી છે ત્યાંથી ઉઠે છે એટલે મોતી વેરાય છે તેથી ) રે દીવ્ય મુક્તા ! તમે કેમ છુટાં થઇ ગયાં !!-( વિચારતી ) પ્રાણ-નાથ પ્રાણ સહિત સ્વર્ગમાં પધાર્યા !! વાહ ! ઇશ્વરેજ મારે વાસ્તે તેડું મોકલ્યું. ( બેશી પડે છે ) ( ધૂજવા માંડે છે ) રે કુલદેવિ !

वसंततिलका.

દો સત્ય ધૈર્ય સઘળાં પ્રિયપુત્રીઅંગે,
વ્હારે ચઢો ત્રિશૂલ હાથ લઇ પ્રસંગે;
લો આજ આજ મુજને તમ પાસ તાણી,
હાથે ઝલાવી ફરી દો પ્રિયનાથપાણી. ૪૧

( ઉભી થઇને કેશ છોડી નાંખી ) હે પ્રિયપતિ ! હે પિત્રી દેવ!

(वसंतातिलका.)

મારૂં ખરૂં સરવ સત્ય હવે બતાવું,
હે પિત્રીદેવ તમને મુજ હોમ આપું;
આવું છું રે પ્રિયપતિ તમ સાથ વ્હેલી,
છે રોમ રોમ પ્રકટી બળ દીવ્ય હેલી. ૪૨

(ચાલતી) પતિ પછી સંસાર વ્યર્થજ છે. મારા જેવી સ્થિતિમાં વળી વિશેષે. મને તો હવે એમ લાગે છે કે,

हरिगीत.

ઊંચી ઉડું હું સ્વર્ગ ભણી જળ થળ નમે નીચાં નીચાં,
ગાન સુણું શુભ કાનમાં મુજ અંગ સર્વ ગળ્યાં ગળ્યાં;
ઓ પ્રિયપતિ કરદ્વય પસારી ઉભા રહ્યા દૃઢ ભેટવા,
રે ચાલ ચરણ ઉતાવળો કયમ અટકીને ઉભો હવાં. ૪૩

(એકદમ બાહાર નીકળવા જાય છે. દરવાજો સજ્જડ બંધ દે-

ખીને) ધિક્કાર છે સતીને અટકાવનાર દુષ્ટને! હે કુલદેવી મારા અચલ વ્રતના પ્રતાપથી આ દરવાજો તરત મને માગ આપજો.

( દરવાજો ઉઘડી જાય છે એટલે કાન્તા બહાર નિકળી માર્ગમાં જાય છે. )

## પ્રવેશ ૮ મો.

સ્થળ—રાજમાર્ગ.

**कान्ता—तथा केटलाक लोको.**

૧ **मागस**—કેમ શેઠ! આજ તો કાંઇ બહુ વેહેલા ઉઠ્યા છો?

૨ **जो**—હા! જરા અમારા શેઠને ઘેર જવું હતું.

૩ **जो**—બહુ સારૂં. કેમ હાલ બજાર કેવો છે.

૪ **थो**—કાલ તો તેજી પર હતા. આજની તો ઉગે તેને માલમ.

( જે અંબે! એવો મોટો અવાજ સાંભળીને. )

૨ **जो**—આ શું!

૪ **थो**—અહો આગળ એક સ્ત્રી ધૂણતી ધૂણતી ચાલે છે ને પાછળ બધા લોકોનું ટોળું જે અંબે! જે અંબે! કરે છે. ( બધું પાસે આવે છે.) ( એક જણને ) આ શું છે ભાઇ.

૫ **मो**—અમે જાણતા નથી.

૧ **लो**—( કાન્તાને પગે પડી ) માજી તમે કોણ છો?

**कान्ता**—પુત્રો! તમારા પ્રિય બંધુ સુરસેનની હું પત્ની છું. તેમણે સ્વર્ગવાસ કીધો એમ સમજાવાથી હું પણ તેમની સાથે જવા ચાલી છું. મને છેડનારનો અત્યારેજ અંત આ] વશે, વાસ્તે મને જવા દો.

૧ **लो**—ના માજી મારે તો તમારી આશિષ્ જોઇએ.

**कान्ता**—કલ્યાણ થાઓ પુત્ર! ( ચાલે છે. )

૨ **जो**—ખરી વાત! લોકો કેહેતા હતા તો જે કરણે મેહેલમાં એક સ્ત્રીને ને ઘણું કરીને કાન્તાને બંદીવાન કરી છે તે આજ. હવે વાત મળી.

બધા—જે અંબે ! જે અંબે ! જે અંબે !
૩ જો—(મનમાં) આ સતી કયાં આગળ બળી મરશે. દુષ્ટ કરણ એને કાંઇજ સરળ કરી આપનાર નથી. ને સતીને મદદ કરવામાં મહા પુણ્ય છે માટે ચાલ હુંજ કાંઇક સાર્થક કરી લેઊં કે લાભ થાય. પણ કરણ મને જીવથી મારી નાંખશે, તેથી આપણા મોટા શેઠને પણ માંહે ભેળવીને વાત કરૂં. (જાયછે.)
કાન્તા—(પોતાના હાથ ઘસીને કંકુ કાઢતી.)

ઉપજાતિ.

કલ્યાણ થાજો સહુ પુત્ર કેરૂં,
થાજો સ્વપત્નિવ્રત સઘ સાચું;
સમૃદ્ધિ સંતાન વધો વધારે,
એ આજ આશિઃસતીતો ઊચારે. ૪૪

( સર્વપર કંકુ છાંટે છે )

લોકો—જે અંબે ! જે અંબે ! જે અંબે ! ઇ૦

( સર્વે આગળ જાય છે. )

---

## પ્રવેશ ૯ મો.

સ્થળ—સ્મશાન.

કાન્તા-કેટલાક લોકો. પછીથી હરદાસ-સુરસેન-તરલા.

કાન્તા— હરિગીત.

આ નગર થોડા વખતમાં પળવારમાં ઊંધું થશે,
છે શાપ સતીનો રાજ આ પળમાત્રમાં પડી ભાગશે;
એ દુષ્ટના કુલનો થજો સંહાર સતી ત્રાસી કહે,
જે સત્યનાં વ્રત તોડતો અશિઃ પછી શીબોજી દીએ ? ૪૫

( પોતાના હાથ ઘસીને પછી અંગારા છાંટે છે નગરભણી. )

૧ લો—(નમન કરીને) માતાજી મને આશિર્વાદ દો.

**कान्ता**—પુત્રિ! તારૂં અખંડ સૌભાગ્ય રહો. પુત્ર પરિવારની તને પ્રાપ્તિ થાઓ.　　　(કંકુનો ચાંલો કરેછે.)

**लोको**—જે અંબે! જે અંબે!

૧ **पुरुष**—સતી માતા! આ સામગ્રિ સ્વીકારો.

(સતી ઊભી રહેછે.)

(પેલો પુરૂષ તેને પીએળ વગેરે કરે છે, ગળે પુષ્પના હાર પેહેરાવેછે.)

**लोको**—જે અંબે! જે અંબે! જે અંબે!

**कान्ता**—હે સજ્જન! તારૂં સર્વથા કલ્યાણ થાઓ એમ સતીની આશિષ્ છે. તેં આ દુષ્ટ નરેશની સામા થઇ સતીની સ્વાગતા કરી તેથી તારી વંશપરંપરા વૃદ્ધિજ સમજજે. (કુંકુનો ચાંલો કરે છે) લે (હાથમાંથી કાઢીને) આ શ્રીફલની સહાય સેવા કરજે.

(પુરૂષ લાંબો થઇ પગે લાગેછે.)

**कान्ता**—(ચીતા પાસે જઇને) હે ચિતા દેવિ!

**हरिगीत.**

તું કાષ્ટ નથી પણ કાષ્ટનું વૈમાન છે શુભ સ્વર્ગનું,
આનંદ તુજને નિરખતાં વાધે ઘણો તુજમાં મળું;
તું લેઇ જા મુજને હવે પ્રિયપતિ જહાં વાસો વસે,
જઇ તેહ સહ મુજ દેહ સહુ સુખદુઃખ ત્યાંનાં અનુભવે. ૪૬

(ચીતાપર ચઢે છે.)

(ઢોલ, નગારાં, ભુંગળો વગેરે વાગે છે.)

**लोको**—જે અંબે! જે અંબે! જે અંબે!

(ચારે તરફથી ફુલ તથા અક્ષતનો વર્ષાદ પડે છે.)

**कान्ता**—(ચીતાની મરૂડીમાં પેશી) હે કુળદેવતા! સૂર્યનારાયણ!

**सोरठो.**

જો હું સત્ય બળેજ, દૃઢવ્રતથી ન ચળી કદા;
કિરણ એક તવ તેજ, મુજાળજો મેલી ચીંતા.　　૪૭

( એકદમ ચીતા ભડભડાટ લાગી ઉઠે છે. )

(લોકો જે અંબે ! ના પોકાર કર્યાજ જાય છે ને વાદિત્ર પણ વાગ્યાં જાય છે.)

( હરદાસ અને સુરસેન દોડતા પ્રવેશ કરે છે. )

(તરલા એક ઠેકાણે વાટ જોતી ઊભી રહી છે તે પણ આગળ આવે છે.)

**तरला**—નમસ્કાર મહારાજાધિરાજ સુરસેનરાજ અને હરદાસજી. સર્વ રાજ્યશ્રી આપના ઉપર સંતુષ્ટછે. (લથડી પડે છે.)

**हर.**—અરે તરલા ! તને શું થયું !

**तरला**—હું તમને પેલા દુષ્ટના સમાચાર નિવેદન કરવાજ થોભી રહી હતી. હવે મારા નામને દોષમુક્ત કરી સ્મરણ રાખજો.

**हर.**—મહારાજ ! કરણ તો ગયો. (મરી જાય છે.)

**सुर.**—પણ આ શું થઇ ગયું !

**इन्द्रवज्रा.**

આ વિશ્વનાં બંધન સર્વ છુટ્યાં,
દૈવે કરી કર્મ કુડાંજ કુટ્યાં;
જીવ્યું નકામું ગઇ પ્રાણ જ્યારે !

**कान्ता**—રે પ્રાણનાથ ! (એમ કહી અગ્નિમાં ઢળી પડી મરણ પામેછે.)
આવ્યો પ્રિયે ! ધીરજ ધાર ચિત્તે. ૪૮

( સુરસેન ચીતામાં પ્રવેશ કરી કાન્તાને વળગી પડે છે. )

( હરદાસ આશ્ચર્યથી સ્તબ્ધ થઇ મુર્છાગત થાય છે. )

॥ समाप्तमिदंनाटकम् ॥